આઇ એમ ઘેટ' એ ગ્રંથના વિશ્વભરની ૧૮ પરદેશી ભાષાઓ અને ભારતમાં ૩ ભારતીય ભાષાઓમાં અનુવાદ પ્રસિદ્ધ.

મુખ્ય દેશના :

'હું છું' તે ચેતના પર ધ્યાન રાખો અને હું તેનો જાણકાર છું તે ઓળખવું.



નિશ્ચય

શ્રી નિસર્ગદત્ત મહારાજના જ્ઞાન ઉદ્‌ગાર

# નિશ્ચય



શ્રી નિસર્ગદત્ત મહારાજના જ્ઞાન ઉદ્‌ગાર

# શ્રી નિસર્ગદત્ત મહારાજ ના જ્ઞાન ઉદગાર

મૂળ મરાઠી પુસ્તકનાં

સંકલક-સંપાદક

**સચિન ક્ષીરસાગર**

ગુજરાતી અનુવાદક

**ઉદય કુલકર્ણી**



# નિશ્ચય

**વક્તા : પ. પૂ. શ્રી નિસર્ગદત્ત મહારાજના જ્ઞાન ઉદગાર**

**મુળ મરાઠી આવૃત્તિ ના પ્રકાશક :-**

**શ્રી નિસર્ગદત્ત ભક્તિજ્ઞાનકેન્દ્ર**

રણજિતાશ્રમ, નિસર્ગદત્ત નગર,
જગતાપ મળા,
બીટકો કોલોનીની પાછળ,
નાશિક રોડ, નાશિક
મહારાષ્ટ્ર

**અનુવાદક :**

**ઉદય કુલકર્ણી**

મોબાઇલ : ૯૮૯૮૫૮૯૩૩૬

ઈમેલ :
**uday.uday.kulkarni@gmail.com**

**પ્રથમ આવૃત્તિ :**

**૨૫ જુલાઈ, ૨૦૨૧, રવિવાર**

## "શ્રી મહારાજ"

## "નિશ્ચય નું બળ"

શ્રી નિસર્ગદત્ત મહારાજની વિપુલ સાહિત્યની ખાણમાં થી આ ચૂંટેલા જ્ઞાન રત્નો ઈશ્વરના એટલે કે પોતાની જ શોધ કરતાં સાધક મિત્રો આગળ રજૂ કરતાં અમે અત્યંત આનંદિત છીએ. દરેકને રોજનાં ચિંતન માટે એક એવી આખા વર્ષભર ચાલે તેટલા ૩૬૬ અમૃત વચનો 'નિશ્ચય' આ વચનસંગ્રહમાં સમાહિત છે.

શ્રી નિસર્ગદત્ત મહારાજનું 'ચેતના', 'ચેતનાને જાણનાર' તથા 'વિશુદ્ધ અવસ્થા' આ વિષયો પરનું સૂત્રબદ્ધ રીતે ઊંડાણમાં વિવરણ આપણાં સૌને અહિયાં ઉપલબ્ધ છે. આ વિવરણોમાં આપણને ભક્તિ, જ્ઞાન, યોગ, કાવ્ય તથા વિચારસૌંદર્ય તેનો મેળાપ જોવા મળશે.



દરેકની 'ઈશ્વર' માટેની ચાલતી બાહ્ય શોધ તે એક ભૂલ હોઇ, 'ઈશ્વર' એ બહાર કશે નહીં, પરંતુ પોતાના અંદરનો 'હું છું' એ જાગૃતિ તે જ ઈશ્વર છે તે વાચકોને હવે અહી ધ્યાનમાં આવશે.

દરેકને 'ઈશ્વર' જોઈએ એટલે વાસ્તવિક રીતે તેને પોતાનીજ મુલાકાત જોઈએ, પણ તેની પોતાની જ પોતાના સાથે ન થયેલી મુલાકાત તેને જીવનભર પીડા આપે છે અને દર દર ભટકાવે છે. શોધતા શોધતા તેને 'તું જ ઈશ્વર છે' એવું કહેનાર એક વ્યક્તિ મળે છે અને તેના કહેલાં વચનો પર વિશ્વાસ મૂકવાથી પોતે જ પોતાને મળે છે અને કૃતાર્થ થાય છે. તે કૃતાર્થતા વાચકોને અહી સહજતાથી ઉપલબ્ધ થશે.

શ્રી નિસર્ગદત્ત મહારાજ નું સાહિત્ય વાંચતાં વાંચતાં પ્રત્યેકને એક સર્વકાલીન આવેલ અનુભવ એટલે વાંચતી વખતે તેમણે અંદરથી ખુબજ સારું સારું લાગે; કારણકે વાંચતી વખતે

વાંચનારને અંદર 'હું છું' તે જાગૃતિ સ્પષ્ટ થવા લાગે, સ્વચ્છ થવા લાગે છે. કારણ તેને અહિયાં તેની જ માહિતી મળે છે, અને તેની માહિતી માટે તેની ચલાવેલી સાધનારૂપી ખટપટ યોગ્ય માર્ગ પર આવી ને 'તે હું છું' તે ચેતના તેના ઉદગમ સ્થાને પહોચે છે અને ત્યાં સ્થિર થાય છે.

શ્રી મહારાજના આ વિવરણમા 'હું છું' તે ચેતનાના બે ભાગ જોઈ શકશો. એક 'હું છું' તે જાગૃતિ અને બીજી 'હું છું તે જાગૃતિને જાણનાર ચેતના'. 'હું છું' તે જાગૃતિનો બોધ જેમ જેમ સ્થિર થાય તેમ તેમ આપણે ચેતનાના જાણનાર છીએ તે આપણાં ધ્યાન માં આવે છે. 'હું ઈશ્વર છું અને ઈશ્વરને ઓળખનાર તેનાથી અગાઉ નો હું છું – તેનો હું જાણનાર છું' – એજ નિશ્ચય અહિયાં શ્રી મહારાજ વાચકોને આપે છે.

શ્રી મહારાજના વિવરણોમાં એક વિશેષતા એ છે કે શ્રી મહારાજ માત્ર 'ચેતના' અને 'ચેતનાને જાણનાર' આ



વિષય પર જ બોલે છે. કેવી રીતે વર્તવું, કર્મ કેવી રીતે કરવા, વ્યવહારની વર્તણુકના નિયમ વગેરે શ્રી મહારાજ નિર્દેશિત કરતાં નથી. તમે કેવા ઈશ્વર છો અને તેને પણ તમે જાણનારા ઓળખનારા કેવા છો એટલું જ તે કહે છે. બોલતા બોલતા તેઓ સાંભળનારાને એવો ધક્કો આપે છે કે સાંભળનારને તે ધક્કો વારંવાર મળે તેવી લાગણી ઉત્પન્ન થાય છે. કારણકે એમાં જીવનું મરણ છે, મુક્તિ છે એવું અનાયાસે જ તેના ધ્યાનમાં આવે છે અને વાંચતી વખતે જ તેની એક પ્રકારની માર્ગ પરની યાત્રા શરૂ થઈ જાય છે અને 'હું જ બ્રહ્મ છું' તેવો બોધ થાય છે. આજ સ્વરૂપનિશ્ચય પ્રત્યેકને લાભે એવું શ્રી મહારાજ એમની દેશના દ્વારા કહેવા માંગે છે.

શ્રી મહારાજના બોલવામાં એક પ્રકારની સહજ સુંદરતા છે. શ્રી મહારાજ કહે છે, "સૂર્ય ભલે ગમે તેટલો તમારાથી દૂર હોય પણ તમારી દ્રષ્ટિ

તેના સુધી પહોચે છે એટલે તમારી અંદર જ ચેતના છે તે કેટલી વ્યાપક છે તે જો". આગળ એક ઠેકાણે શ્રી મહારાજ કહે છે, "તમારું નામ તોયે શું છે ? તમારી માતાએ આપેલી/રચેલી કવિતા છે તે". આપણાં લૌકિક જીવનમાં નું નામ તે આપણી માતાએ રચેલ કવિતા છે અને તે કવિતાને આપણે જપવી જોઈએ, તે નામ આપણે રાખવું જોઈએ આ તેનો એક અર્થ.

અધ્યાત્મિક જીવનમાં પણ સદગુરુ આપણને એક નામ આપે છે; 'તું પરબ્રહ્મ છે' તે જ નામ, તે જ નિશ્ચય તું લે અને તે જ નિશ્ચય તું દ્રઢ કર, આ બીજો અર્થ. આજ નિશ્ચય વધારતા રહેવું તે ભક્તિ, સાચવી રાખવું તે તપ અને તે નિશ્ચયની જીવનયાત્રામાં ચાલતા રહેવું તે જ પરમાર્થ છે.

આ વચનામૃતોમાં માત્ર અધ્યાત્મિક પરમાર્થિક વચનો જ નથી પરંતુ દૈનિક જીવનમાં ઉપયોગી થાય તેવા વચનો પણ છે. જીવન જીવવાની પૂર્ણ કળા-પ્રેરણા તેમાથી આપ સૌ ને અવશ્ય મળશે.



ઉદાહરણ તરીકે કેટલાક વાક્યો જેવા કે –

- બીજામાં પરીવર્તન લાવવું જરૂરી નથી, તેવું કરવું શક્ય પણ નથી, પણ તમે પોતાને બદલી શકો.
- જીવન આવે તેવું સ્વીકારો, પછી તે તમને ઈશ્વરીય કૃપા જેવુ લાગશે.
- સાચું સુખ પરિસ્થિતી પર અવલંબિત નથી હોતું ...વગેરે

બહારની કોઈપણ વાત વ્યક્તિને બાંધી શક્તી નથી. વ્યક્તિની ઈચ્છાઓ જ તેને બંધનયુક્ત કરે છે એમ કહેતા શ્રી મહારાજ કહે છે, "બાહ્ય જગતે તમારા પર કેટલા અંશે પોતાની સત્તા ગજાવવી તે તમારા હાથ માં છે." બધુ જ કઈ આપણાં જ હાથમાં છે. પૂર્ણ જગત સારું જ છે. તેઓ આપના પર ગમે તેટલી બળજબરી કરે તો પણ આપની શાંતિ-જ્ઞાનનિશ્ચય અબાધિત રાખવો તે

આપણાં હાથમાં છે. અને તે આપણે સતત કરવાનું છે.

મરાઠીમાં શ્રી તુકારામ મહારાજ કહે છે – "નિશ્ચયાચે બલ, તુકા મનહે હે ચી ફલ' એટલે કોઈપણ વ્યક્તિને નિશ્ચયબળ પ્રાપ્ત થાય તે જ સાધનાનું ફળ છે.

જ્યારે શ્રી સમર્થ નું વચન છે – "આત્મસ્થિતિ નિશ્ચયાચિ, હે ચી દશા મોક્ષશ્રી ચી. અહમ આત્મા હે કધિ હી વિસરું નયે." એટલે જે પણ નિશ્ચયની આત્મસ્થિતિમાં ગળાડૂબ રહે તે જ મોક્ષની દશા છે. હું આત્મા છું એવું ક્યારેય ન ભૂલવું. ઉપરોક્ત સંતોની વાતો અહિયાં શ્રી નિસર્ગદત્ત મહારાજની એક અલગ જ અને સ્વતંત્ર શૈલીમાં આપણને અહી જોવા મળનાર છે.

શ્રી મહારાજ ની દેશના એકદમ સટીક છે. તેઓ કાયમ કહેતા, "શ્રી કૃષ્ણ પરમાત્મા તરીકે જીવી ગયેલ



ચેતના અને તમારી ચેતના એક જ છે. બરોબર તે અને તે જ". ક્યારેક જમણા હાથની ચપટી વગાડી હાથ આગળ કરી અને આંખો મીચી મહારાજ કહે છે કે – "આ જે તમારા બારીક, અતિ બારીક વાળના પણ હજારમાં ભાગ જેટલી સૂક્ષ્મ ચેતના રહેલી છે, તેની તરફ ધ્યાન કેન્દ્રિત કરો. તે જ શ્રીસદ્ગુરુચરણ છે. તેનું સેવન કરો. તે જ વપરાશમાં લ્યો. તે જ મૂળ વિચાર. ઈતર વિચારોની પાછળ ના પડતાં. આ એક જ વિચારને, અમે આપેલા નામ ને – માફીનો સાક્ષીદાર બનાવો. પછી તે તમને બધુ કઈ કહેશે." તે કયારેક ભક્તો તરફ આંગળી ચીંધી અત્યંત આર્દ્રતાથી પૂછતાં હોય છે કે "અરે, વિશ્વ તમારા પર અવલંબિત છે કે તમે વિશ્વ પર ? તમારો અંતિમ ક્ષણ તરીકે તમે જેને સમજો છો તેનો લોપ એટલે કે તમારું મરણ કે પરિપૂર્ણતા ? તો

હજુ સુધી દેહબુદ્ધિ કેમ છૂટતી નથી ?".

શ્રી મહારાજએ એક અધ્યાત્મિક આશ્ચર્ય જ છે. તેમની જ્ઞાનચર્ચા સાંભળીને આપણને અન્ય ઠેકાણે ના સમજાયેલ અધ્યાત્મિક વિષય અહી 'સર્વત્ર ઈશ્વર છે' તે તરફ વલણ લે છે. શ્રી મહારાજ કહે છે "ફૂલદાનીમાં સુકાયેલ તાજા ફૂલ જ્યાં સુધી સંપૂર્ણપણે કરમાયા વગર હું ક્યારેય તેને ફેકી દેતો નથી. તે પ્રત્યક્ષદર્શન છે મારા સ્વાદનું (અસ્તિત્વનું). આ લીલુંછમ ઘાસ (ફૂલદાનીમાં રહેલા લીલા ઘાસ તરફ જોઈને) મને ઘણું પ્રિય છે. તે આત્માની ભીનાશ છે."

શ્રી નિસર્ગદત્ત મહારાજના નામ માનું 'દત્ત'એટલે 'પ્રત્યક્ષ' એટલી જ ભાવના છે, દત્તમુર્તિની નહીં. નિસર્ગમાં બધી જ તરફ શું છે ? તો 'પરબ્રહ્મ'છે, એટલોજ શ્રી મહારાજના નામ નો અર્થ છે.



શ્રી મહારાજના વિવરણમા ગણપતિ એટલે એકોહમ ના અગાઉનો એવો અર્થ છે. શ્રી મહારાજ કહે છે "અરે, ગુરુએ જે કહ્યું તેનો વિવેક ન કરતાં માત્ર શબ્દ પકડીને બેસવું તે શું જ્ઞાન છે ?". તમને કહેલાં શબ્દોનો તેમણે અભિપ્રેત થયેલ અર્થ અને આપણને સમજાયેલ અર્થ શું ચકાસી લેવો ન જોઈએ ? તેવું કરવું એ જ વિવેક છે. અન્યથા શું ? આવ્યા તેવા ગયા.

સદગુરુની યોજના તે સંસારમાં ના સમારકામ કરતાં નથી પરંતુ જ્ઞાનના યોગ્ય સમજ માટે છે, તે સ્પષ્ટ થવું બહુ જરૂરી છે. તો જ સાચો પરમાર્થ સમજાશે અને યોગ્ય સમજણ પ્રમાણે વર્તન કરતાં આવડશે. પોતાના પ્રશ્નો મહારાજ આગળ મુક્તા સર્વ જ્ઞાનપિપાસુઓ ને માત્ર એક જ જવાબ "અમારી પાસે આવી ને જેણે પોતાનો પૂર્ણ વિચાર કર્યો છે તેને ચિંતા કરવાનો સમય આવશે નહીં, અને જો ચિંતા કરવાની થશે તો તે કાળ (સમય) કરતો

રહેશે."  તેવું જ શ્રી મહારાજ કહે છે કે "અહી પરબ્રહ્મ ગુંચવાયેલ  બ્રહ્મ ને જ્ઞાન આપે છે.  હું એક વ્યક્તિ, વ્યક્તિને જ્ઞાન આપતો નથી.  હું એક શુધ્ધ ચૈતન્ય સાથે બોલું છું પણ તમે એક વ્યક્તિ તરીકે તે સાંભળો છો એટલે તે સમજાતું નથી.  હું ચેતનાને સંભળાવું છું, તમારા દેહ ને નહીં.  ચેતના જો નહીં હોય તો મડદાને કોણ સંભળાવશે ?  અહી ચેતના જ ચેતનાને ચેતનાની માહિતી સમજાવે છે."

શ્રી મહારાજને પુછવામાં આવતા પ્રશ્નો તેમણે તેમના સ્વરૂપ પર કરવામાં આવેલ ખોટા આરોપ ની જેમ લાગે છે અને તે પોતાની ઉપર લાગેલા આરોપો ને તેને ઉત્તર આપી વખોડી કાઢે છે.  તેમના જવાબમાં પોતાના ઉપર મરણનો દોષ (આરોપ) લાગ્યો હોય તે વખોડી કાઢવો જોઈએ તે બાબત પર તેઓ ભાર આપે છે.

શ્રી મહારાજની પોતાની કોઈ જ ઈચ્છા કે અપેક્ષા નથી અને તેમની પાસે આવનાર પાસે પણ તેઓ એવી જ રીતે



વર્તે છે.  તે કહે છે,"તમે પોતે કેવા છો આ બાબતની ખાતરી/ચોકસાઇ કર્યા સિવાય અહિયાં કશું લાવશો નહીં. જ્ઞાન થયા પછી કશું પણ લાવશો તો ચાલશે, તે ઓછું જ પડશે.  તમને પોતાની કિમત સામે જગતની કિમત તણખલા સમાન છે તેવું જ્યારે સમજાશે ત્યારે ગમે તેટલી વસ્તુઓ લઈને આવો."  એક વખત એક ભક્તે શ્રી મહારાજ પાસે થી નામ-મંત્ર ગ્રહણ કર્યા બાદ મહારાજશ્રી શ્રીફળ અને દક્ષિણા અર્પણ કર્યા.  આ ઘટના પર પ્રત્યાઘાત આપતા શ્રી મહારાજ કહે, "અરે હું શું ઉપાધ્યાય છું ? શ્રીફળ અને દક્ષિણા લેવા માટે, તે તેઓનો ધંધો છે.  તે મારો ધંધો નથી.  તો મારો ધંધો શું છે ?  મારી પાસે આવેલ ને એષણામુક્ત કરવા તે જ અમારો ધંધો છે."

શ્રી મહારાજ નું કહેલું કાળજીપૂર્વક સાંભળવું અને તે પ્રમાણે જ વર્તવું એટલુજ 'અહી' કરવાનું છે.

"'(ચેતનામાં સ્થિત)' શાંત રહીને પરમાત્માનું સેવન કરવું એ ક્રિયા કોઈને પણ ગમતી નથી. તેના થી ઊલટું – બહિર્ભાવ – પછી તે પરોપકાર ભાવે કેમ ના હોય - સાવરણું લઈ ને વાળવું – એવું ગમે અથવા તો સેવાના આવરણ તળે ખાલી કોઈ કર્મ કરવા ગમે" તેનો મહારાજના શબ્દોમાં અર્થ જોઈએ તો એવો થાય કે, "ચેતનામાં શાંત/સ્થિર નહીં રહી શકતા વ્યક્તિઓ ને ક્રિયા-કર્મકાંડની પછેડી ઓઢી લેવી પડે છે. એકાંતમાં બેસીને પોતાની તરફ જોતાં બેસવું, પોતાને સામે જવું તે મોટા માં મોટું ધૈર્ય છે." તે ફાવતું નથી એટલે સેવાના આવરણ હેઠળ સાધક બાહ્ય ક્રિયા માં લિપ્ત રહે છે.

શ્રી મહારાજના આ વિચારો સર્વાંગ એક સાથે ના વાંચતા થોડા થોડા સમયે રોકાઈ જવું આવશ્યક છે. તે વિચારોના અર્થના ઉદગમસ્થાન સુધી, શાંત તળિયા સુધી જવું અપેક્ષિત છે.



તો જ તે વિચાર વાંચનારની ચેતનાને ચેતનાના જાણનારા તરફ ખેચાણ વધશે.

"હું જ્ઞાનસ્વરૂપ છું" આ યોગ્યતાનો નિશ્ચય કોઈપણ પરિસ્થિતીમાં પડવો/તૂટવો ન જોઈએ" આજ નિશ્ચયની સિધ્ધિ માટે આપણે અહિયાં બધા આવ્યા છીએ. એકાદ સિધ્ધહસ્ત ગાયકના ઘર માનું એક નાનકડું બાળક આશ્ચર્યકારક રીતે સુરેખ અને સુમધુર ગાય. તેવી રીતના જ શ્રી મહારાજ ના ઘર ની આંગણવાડીમાં શિખતો નાનકડો પૌત્ર પણ પોતાની માતાને તાકીદ કરતો હોય, "તું મને મારીશ નહીં, હું બ્રહ્મ છું." આવોજ નિશ્ચય આપણાં સૌ નો થાય તેવી શ્રી મહારાજ ચરણે વિનમ્ર પ્રાર્થના.

સચિન ક્ષીરસાગર
પૂણે

# શ્રી નિસર્ગદત્ત મહારાજ નો અલ્પ પરિચય

| | | |
|---|---|---|
| **નામ** | : | **શ્રી મારુતિરાવ શિવરામપંત કાંબલી** |
| **ધારણ કરેલ નામ** | : | **"નિસર્ગદત્ત"** |
| **જન્મ** | : | **ચૈત્ર પુર્ણિમા, સવાર નો સમય, ૧૮૯૭ ની સાલ, હનુમાન જયંતિ** |
| **જન્મ સ્થળ** | : | **કાંવલગાવ, જિલ્લા-સિંધુદુર્ગ** |
| **સદગુરુ** | : | **શ્રી સિધ્ધરામેશ્વર મહારાજ, પાથરી, સોલાપુર, મહારાષ્ટ્ર** |
| **મુખ્ય ગ્રંથ** | : | **અનેકાં સાધકો સાથે થયેલ સુખસંવાદની મૂળ મરાઠી પ્રવચનોના રેકોર્ડિંગ માંથી** |
| **અનુવાદિત ગ્રંથ** | : | **'I am That' અંગ્રેજી માં સર્વપ્રથમ. આ ગ્રંથ ના વિશ્વ ની વિવિધ ૧૮ ભાષાઓમાં તથા ૩ ભારતીય ભાષાઓમાં** |
| **મુખ્ય ઉપદેશ** | : | **'હું છું' તે ચેતના પર ધ્યાન રાખવું અને 'હું છું' તે ચેતનાનો પણ 'હું જાણકાર છું' તે ઓળખવું .** |
| **સમાધિ** | : | **તા. ૮ સપ્ટેમ્બર, ૧૯૮૧, ભાદરવો સુદ નવમી (ગૌરી વિસર્જન), સાંજે ૭.૩૦ વાગે.** |



# અનુવાદક નું મનોગત

શ્રી નિસર્ગદત્ત મહારાજનું આ પુસ્તક આપણાં ગુજરાતી સાધકો સમક્ષ મૂકતાં અત્યંત આનંદ ની લાગણી અનુભવું છું.

અત્યાર સુધી ગુજરાતીમાં 'આત્મબોધ' કે જે શ્રી નિસર્ગદત્ત મહારાજની જગ વિખ્યાત પુસ્તક 'સુખ સંવાદ' નું ભાષાંતર આપણાં વિદ્વાન શ્રી માવજીભાઇ સાવલા તથા શ્રી જયરામભાઈ ઠક્કર એ કરેલ તેના સિવાય શ્રી નિસર્ગદત્ત મહારાજ નું અન્ય કોઈ સાહિત્ય ગુજરાતીમાં ઉપલબ્ધ નહોતું. તે પુસ્તક પણ હાલમાં આઉટ ઓફ પ્રિન્ટ હોઈ સાધકો પાસે મહારાજના વિશાળ જ્ઞાન સાગર રૂપી ઉપલબ્ધ સાહિત્ય થકી માર્ગદર્શન મેળવવા માટે એક સીમિત સામગ્રી ઉપલબ્ધ હતી.

ઘણા વર્ષો પહેલા શ્રી સચિન ક્ષીરસાગર સાથે તેમના ઘરે તેમની પ્રથમ મુલાકાત દરમ્યાન તેમણે આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર આહ્વાન કર્યું. અમે પણ તે આહ્વાન સહર્ષતા થી સ્વીકારીને તે કાર્ય ચાલુ કર્યું. બાદમાં અમુક મરાઠી શબ્દોના અર્થોમાં ગૂંચવાડો ઊભો થતાં તે કાર્ય ખોડંગાતું રહ્યું. અમારું માનવું હતું કે

શબ્દોનો યોગ્ય અર્થ વગર તે ભાષાંતર અધૂરું જ હોય.

ગત દિવાળીની આસપાસ જ શ્રી સચિન ક્ષીરસાગરજી નો ફોને આવ્યો અને તેમણે જે ગૂંચવણો હતી તેનું નિરાકરણ કર્યું અને એક નવીન અને અનેરો ઉત્સાહ પ્રેરી આ પુસ્તકનું ભાષાંતર પૂરું કરવા આહ્વાન કર્યું. એક નવીન અનુભવ થયો કે જે પુસ્તક ચાર વર્ષમાં પૂરું ના કરી શક્યો તે માત્ર દસ દિવસમાં પૂર્ણ કરી સંપૂર્ણ પુસ્તક સ્વરૂપે તૈયાર કર્યું. આ પૂર્ણ કાર્ય ને યશ આપવામાં શ્રી નિસર્ગદત્ત મહારાજે શ્રી સચિનજી ને માધ્યમ બનાવી મને પ્રેરિત કર્યો અને આ કાર્ય મારી પાસે પૂર્ણ કરાવ્યુ.

આ કેવળ શ્રી નિસર્ગદત્ત મહારાજની કૃપા અને આશીર્વાદ થકી જ શક્ય બની શક્યું છે.

એક વાર જેવુ આ પુસ્તકનો અનુવાદ પૂર્ણ થયો ને તરત જ એ સાથે શ્રી નિસર્ગદત્ત મહારાજના અન્ય સાહિત્યના અનુવાદ માટે ના દ્વાર ઉઘડી ગયા હોય તેમ અન્ય પુસ્તકોના અનુવાદો પણ ગુજરાતીમાં ઉપલબ્ધ કરાવવા માટે ની ઉર્જા જાણે કે ઉતરી હોય તેમ એક પછી



એક અન્ય ચાર પુસ્તકોના પણ ગુજરાતી માં અનુવાદો થઈ ગયા.

આ પુસ્તકનાં અનુવાદ ને ભાષાકીય દ્રષ્ટિએ ચકાસવા માટે મુરબ્બી શ્રી નિલેષભાઇ થાનકી, પૂર્વ મુદ્રણ અધિકારી, ગુજરાત સરકાર નો હું ખૂબ ખૂબ આભારી રહીશ.

આ સાથે હું શ્રી સચિન ક્ષીરસાગર, શ્રી ભરત શિંપી (જલગાંવ) , શ્રી શ્યામ કોરડે (વડોદરા) કે જેમને પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે આ પુસ્તકને પૂર્ણ કરવામાં મદદરૂપ થયા તે બદલ હું તેમનો ઋણી છું.

આ પવિત્ર સેવા કાર્ય મારી પાસે થી કરાવી લેવા માટે હું શ્રી નિસર્ગદત્ત મહારાજનો સદાય ઋણી રહીશ.

**ઉદય કુલકર્ણી**
**ભરુચ, ગુજરાત.**
**મોબાઇલ : ૯૮૯૮૫૮૯૩૩૬**
**તા. ૦૨.૦૧.૨૦૨૧**

# નિશ્ચય



**૧**

**સંત એટલે શાંત, હું**
**જ્ઞાની છું એવી કલ્પના**
**સુધ્ધાં નહીં.**

## ૨

**સાંભળવું (શ્રવણ) એટલે**

**તે પ્રમાણે નું આચરણ.**



## ૩

**સંસારત્યાગ કરવાનો**

**નથી પણ આપણી**

**અયોગ્ય બુધ્ધિનો ત્યાગ**

**કરવાનો છે.**

**૪**

**વસ્તુ હોય પણ તેનો ઉપયોગ કરવાની ઈચ્છા ન થાય, તે ખરું વૈરાગ્ય.**



**૫**

**બીજાનો વિચાર ન કરશો, માત્ર પોતાનો જ પીછો કરો.**

## ૬

**સૌ માં પવિત્ર વસ્તુ તે**
**આપણે છીએ તે જ્ઞાન.**



## ૭

**તમારી ભૂલોમાં થી**
**શીખો અને તેનું  ફરીથી**
**પુનરાવર્તન ના થાય**
**તેની કાળજી લ્યો.**

## ૮

**માનસિક અને**

**ભાવનાત્મક દ્રષ્ટિએ**

**પોતાને વ્યવસ્થિત**

**સુધારો.**



## ૯

**પ્રત્યેકને પોતાના**

**સ્વભાવ પ્રમાણે વરતવા**

**દ્યો.**

## ૧૦

**ઈચ્છાઓ ના કારણે તમે સુખદુ:ખમય જગતનું નિર્માણ કર્યું છે.**



## ૧૧

**આપણી કલ્પનાઓ સિવાય કોઈજ આપણ ને દુ:ખ(ત્રાસ) આપી શકતું નથી.**

## ૧૨

**પોતાને અને અન્યોને**

**દુખવવાનું બંધ કરો.**

**દુ:ખભોગ રોકો અને**

**જાગ્રત થાવ.**



## ૧૩

**પથ્થર સુધ્ધાં ચેતન અને**

**સજીવ હોય છે.**

## ૧૪

**જ્ઞાની કોઈ પણ સાથે સ્પર્ધા કરતો નથી.**



## ૧૫

**મને કશા ની જરૂર નથી; હું પૂર્ણ છું એ ભાવનામાં જ રમો.**

**૧૬**

**કોઈપણ ગરજ એટલે ભિખારીપણું/રંકપણું. તે રંકપણું આવ્યું છે આપણી સ્વરૂપ વિસ્મૃતિના કારણે.**



**૧૭**

**કલ્પના અને કામના (ઈચ્છાઓ) પૂરી થતાં જ સંસાર પણ પૂરો થાય છે.**

## ૧૮

**પ્રેમ આળસી નથી હોતો.**



## ૧૯

**જીવન જેમ છે તેમ સ્વીકારો, પછી તે તમને ઈશ્વરકૃપા છે તેમ લાગશે.**

**૨૦**

**સત્ય અને પ્રેમ એ મનુષ્યોનો ખરો સ્વભાવ છે.**



**૨૧**

**પોતાને હિન દ્રષ્ટિ થી જોનાર મનુષ્ય પોતાના પર અથવા અન્યો પર વિશ્વાસ કરી શકતો નથી.**

## ૨૨

**વાસનાઓ ને કારણે**

**સંસાર સત્ય લાગે છે.**

**(ભાસે છે)**



## ૨૩

**જે બધુ તમને પરાધીન**

**બનાવે છે તે સૌ કાઈ થી**

**સાવધ રહો.**

## ૨૪

**લોકો પરમાર્થ માટે આમ તેમ ફરે છે, તે નક્કર ગાંડપણ જ છે.**



## ૨૫

**તમે પરમાર્થ માનો કે ન માનો, સાકારનું નિરાકાર થશે જ.**

## ૨૬

## શાંતિ ટકવી જોઈએ.



## ૨૭

## આત્મવિશ્વાસનો ભંગ ન કરશો.

## ૨૮

**આળસને નિજસમાધિ**

**ન માનશો.**



## ૨૯

**જગતની વિવિધ**
**આકર્ષક વસ્તુઓ,**
**પોતાનું શરીર અને આ**
**બાબતો પ્રત્યે**
**પોતીકાપણાનો ભાવ,**
**એ દરેક વ્યક્તિએ જાતે**
**જ ઓળખવાનો છે અને**
**તેને દૂર કરવાનો છે.**

## ૩૦

**વિશ્વમાં ગમે ત્યાં જાઓ, ગમે તેને મળો, પરંતુ તમારી ઈચ્છાઓ (કામનાઓ) ને તાબે ન થશો.**



## ૩૧

**જગતમાં કોઈનાથી યે વિરોધ ના કરતાં.**

## ૩૨

**જ્યાં માન-સમ્માનની ઈચ્છા હોય ત્યાં ઘોર અજ્ઞાન સમજવું.**



## ૩૩

**હું જ્ઞાની છું, ભક્ત છું, તેવી નાસમજ ન રાખવી.**

## ૩૪

**હવે હું ભગવાન (ઈશ્વર) નું ધ્યાન ધરું છું એવી કલ્પના પણ ઉઠવા ના દેશો.**



## ૩૫

**ભયને કારણે, આપણાં હોવાપણાં નો અભાવ સાલવાની શક્યતા છે.**

## ૩૬

**આપણાં હોવાપણાંની મીઠી અનુભૂતિ ને વિચારરહિત રાખો.**



## ૩૭

**જેટલું નિ:શબ્દ રહી શકાય તેટલું રહો. (શક્ય તેટલું નિ:શબ્દ રહો.)**

## ૩૮

**મનનો અને કલ્પનાનો જેને વિક્ષેપ (ખલેલ) નાં પહોચે તે પૂર્ણપુરુષ.**



## ૩૯

**જેને પોતાના અસ્તિત્વનું વિસ્મરણ થાય, તેને પાપ, પુણ્ય કે મરણ કઈ જ ના સ્પર્શે.**

## ૪૦

**વિવિધ મંદિરોમાં સ્થાપિત દેવી-દેવતાઓ અને તમારા હૃદયમંદિરમાં રહેલ દેવ ભિન્ન નથી, પરંતુ એકજ છે તેવો નિશ્ચયભાવ દ્રઢ થવા દ્યો.**



## ૪૧

**દુ:ખોની નિવૃત્તિ કરવા માટે વૃત્તિની સમાપ્તિ થવી અતિયાવશ્યક છે.**

## ૪૨

**દેહની સ્મૃતિ હોય ત્યાં**

**સુધીજ ભય.**



## ૪૩

**‘સર્વ આપણેજ છીએ’**

**તો ભય શાનો ?**

## ૪૪

**તમારો આંતર્નાદ પ્રચંડ હશે તો તમારી ચેતનાજ (આંતરિક) તમને યોગ્ય માર્ગ બતાવશે.**



## ૪૫

**તમારો નિશ્ચય જેટલો ગાઢ થયો હશે,  તેટલીજ યોગ્યતા થી તમે સામર્થ્યવાન થશો.**

**૪૬**

**મનનો અર્થ સ્વીકાર્યો**

**નહીં તો ?  વાસ્તવિકતા**

**માં કોઈને જ કોઈનાથી**

**બંધન નથી.**



**૪૭**

**ચેતના એજ ઈશ્વર છે**

**એવો દ્રઢ નિશ્ચય કરો**

**અને તેને જાણી**

**(ઓળખી) લ્યો.**

## ૪૮

**શુધ્ધ ચેતના ક્યારેય**

**વિરોધ કરતી નથી.**



## ૪૯

**કશું પણ કરો પરંતુ શુધ્ધ**

**ચેતના થઈને રહો.**

**૫૦**

**દેહ સાથે ની એકરૂપતા**

**જ નવી નવી ઈચ્છાઓ**

**નિર્માણ કરે છે.**



**૫૧**

**પોતાની શોધ કરો; પછી**

**દરેક બાબતો**

**આપોઆપ સુવ્યવસ્થિત**

**થવા લાગશે.**

## ૫૨

**ચેતના એ સર્વશ્રેષ્ઠ ચિત્રકાર છે.  સંપૂર્ણ જગત તેનું ચિત્ર છે.**



## ૫૩

**આત્મવિક્સિત માનવ**

**એટલે**

**જ ઈશ્વર.**

## ૫૪

**કર્મ અને જ્ઞાન, એક બીજાના હાથ માં હાથ પરોવી એક સાથે જ હોવા જોઇયે.**



## ૫૫

**કોઈને ફસાવશો નહિ, દુ:ખવશો નહિ.  તમારા વિશ્વાસ પ્રમાણે વર્તો અને જે કરો છો તેના પર વિશ્વાસ રાખો.**

## ૫૬

**શ્રદ્ધા ડગમગી એટલે બધો ગોટાળો ઉત્પન્ન થાય છે.**



## ૫૭

**સાચું સુખ પરિસ્થિતી પર આધારિત નથી.**

## ૫૮

**નાનકડી જરૂરિયાત એટલે અપૂર્ણતાજ છે.**



## ૫૯

**Prestige (પ્રતિષ્ઠા) અને Dignity (ગૌરવ) વગેરે વૃત્તિનો જ ધર્મ છે.**

## ૬૦

**ઈશ્વર ચેતના ની**

**હાજરીમાં જ દ્રષ્ટિગોચર**

**થાય.**



## ૬૧

**અન્યો સાથે આપણને**

**ફાવતું નથી, આ**

**દ્રેષભાવ સ્વભાવમાં થી**

**નિર્મૂળ થવો જોઈએ.**

## ૬૨

**જ્ઞાનીનું (જ્ઞાની વ્યક્તિનું) મન વ્યક્તિગત (વ્યક્તિમન) નથી હોતું, તે વિશ્વગત (વિશ્વમન) હોય છે.**



## ૬૩

**કોઈપણ કાર્યમાં 'પરંતુ' આ શબ્દ આવે એટલે તે કાર્યમાં અવરોધ ઉત્પન્ન થાય છે. ઉત્તમ ભક્તને 'પરંતુ' શબ્દની કોઈ જરૂર જ નથી.**

## ૬૪

**જપ, તપ, ગણતરી**

**એટલે ભક્તિ નથી.**

**ભક્તને માત્ર એકજ**

**જ્ઞાન,'આપણાં**

**હોવાપણાં નું  જ્ઞાન'.**



## ૬૫

**પરમાત્મબુધ્ધિ રાખવી**

**પણ 'તે' પરમાત્મા છે**

**એવી બુધ્ધિ ન રાખવી.**

## ૬૬

**'હું નિર્મળ છું' એવી ધારણાથી રહો.**



## ૬૭

**ના ગમ્યું તો છોડી દ્યો; પણ ગુરુ આ બે અક્ષરોની નિંદા ક્યારેય ના કરશો.**

## ૬૮

**જ્યારે પોતાને ભુલશો ત્યારેજ ખરો વિરામ મળશે.**



## ૬૯

**જગતની ભક્તિ માત્ર ઉદરપૂર્તિ જ છે; આવા ભક્તો/ભક્ત પોતાનો 'પોતેજ' સ્વયંનો 'સ્વયં' પરમાત્મા થતો નથી.**

## ૭૦

**અગરબત્તીમાં – સળી એ જ દેહ. તેમાં અગ્નિ છે અને ધુમાડો તે પ્રાણ છે અને સુગંધ એ જ ચેતના છે.**



## ૭૧

**વ્યવહારમાં વૈરાગી છું તેમ કહી કોઈ પણ કાપકૂપ કરશો નહીં.**

## ૭૨

**આપણાં હોવાપણાની જે ઓળખ છે તેને જે ક્યારેય ભૂલતો નથી તે જ ભક્ત છે.**



## ૭૩

**જે થશે તેવું થાવો, આત્મનિશ્ચય દ્રઢ કરતાં જાવ.**

## ૭૪

**તમારા મનમાં ઉદ્વેગ**

**થાય છે ? તો તેનો**

**સાક્ષી 'સ્વ' છે, તેને**

**પકડી રાખો. તે જ**

**નિવારણ કરશે. કોઈ**

**બીજા પાસે જવાની**

**જરૂર નથી.**



## ૭૫

**નિ:શબ્દ જ રહેવું**

**જોઈએ. એટલેજ**

**નિર્વિચાર થવું જ રહ્યું.**

## ૭૬

**કર્મકાંડો એ વૃત્તિની નીપજ છે. તેનાથી સ્વરૂપ પ્રાપ્તિ શક્ય નથી.**



## ૭૭

**‘હું છું ‘ એ અનુભવ પચાવતા આવડવો જોઈએ, નહિતર શું અર્થ છે એ જીવનનો ?**

## ૭૮

**આત્મજ્ઞ થાવ, શબ્દ્જ્ઞ શા માટે થાવ છો ?**



## ૭૯

**‘હું કોણ છું ?’ કરતાં ‘હું શું છું’ તે ઓળખવું વધુ મહત્વનું છે.**

## ૮૦

**માનવહૃદય તે ઈશ્વરહૃદય છે.**



## ૮૧

**ધ્યેય પ્રત્યે સંપૂર્ણ સમર્પણ અને અભ્યાસ પ્રત્યેની પ્રમાણિકતા જ તમને તમારા ધ્યેય સુધી પહોચાડશે.**

## ૮૨

**દેહમાં તું છે તો પણ શું ?**

**એટલું જો, પછી જ બધા**

**સાંસારિક વિચારો**

**અટકશે.**



## ૮૩

**દ્વૈતભાવ નો લોપ એટલે**
**જ પ્રેમ.**

## ૮૪

**દેહમાં જ્યારે મન નું**
**મરણ થાય ત્યારે જ**
**જ્ઞાન નો જન્મ થાય.**



## ૮૫

**જાગો અને ચેતનાની**
**પેલે પાર જાઓ, સ્વના**
**અર્થથી જીવો.**

## ૮૬

**જીજ્વીષાથી જ મુક્તિ મળે છે નહીં કે સિધ્ધાંતોથી.**



## ૮૭

**'હું છું' તે નિશ્ચિત છે. 'હું અમુક છું' તે નિશ્ચિત નથી.**

## ૮૮

**તમારું નામ શું છે ? તે મા એ રચેલ કાવ્ય છે.**



## ૮૯

**મન સામાન્યત સ્થગિત (શાંત) હોવું જોઈએ. સતત સક્રિયતા એ રોગીષ્ઠ અવસ્થા છે.**

## ૯૦

**જો તમારું નિરીક્ષણ ઊંડાણમાં સ્થિર ઉગમ તરફ સતત વળેલું રહેશે તો ધીરે ધીરે ઉગમ તરફ જશો અને અકસ્માતે ઉગમ જ બનશો.**



## ૯૧

**ખરા સુખને કારણ નથી હોતું અને જેને કારણ નથી હોતું તે સ્થિર હોય છે.**

## ૯૨

**નૈસર્ગિક, સહજ અને ઉત્સાહપૂર્વક જીવન જીવવું આવશ્યક છે.**



## ૯૩

**પરમાર્થજ્ઞાન થી સંસાર સરળ થાય છે.**

## ૯૪

તે દરેક થી સાવધાન
રહો જે તમને પરાધીન
બનાવે છે.



## ૯૫

પોતાના વિચાર,
ભાવના, શબ્દો અને
ક્રિયાઓ નું સાવધપણે
નિરીક્ષણ કરો.  આવા
નિરીક્ષણ ની પ્રક્રિયાથી
જ તમારી દ્રષ્ટિ નિર્દોષ
થશે.

## ૯૬

**સ્થિર કૃતજ્ઞતા, વિશ્વાસ અને શુભ આશા એના થી જ દેવત્વ પર સહજ માત કરી શકાય છે.**



## ૯૭

**સુખોની ઈચ્છા ત્યાગો, પછી દુ:ખ શું છે એ પણ તમને જણાશે નહીં.**

## ૯૮

સવારે દેહ ની યાદ આવે
તેની અગાઉ જે
અકળપણે પોતાનું
હોવાપણું જણાયું તે જ
ભક્તિનું રહસ્ય  છે.



## ૯૯

પોતાનીજ કલ્પનાઓથી
પોતાને ગળે ફાંસો ખાઈ
વ્યક્તિ ટિંગાઈ જાય છે.

## ૧૦૦

**હરિકથા એટલે**

**આત્મકથા એટલે**

**આપણી જ હકીકત.**



## ૧૦૧

**પરમાર્થ એટલે પોતાનો**

**જ અર્થ.**

## ૧૦૨

હું હોશિયાર અને મને
કાઈક સમજાયું આવું
જરા પણ અભિમાન
આવે તો તે પોતાના
સ્વરૂપને પામી શકે
નહીં. પોતાના
સ્વરૂપમાં ડૂબી શકે
નહીં.



## ૧૦૩

સદાસર્વદા તમે કેવું
જીવો છો, એનું કથન
એટલે જ નિરૂપણ.

## ૧૦૪

**સ્વસ્થ અને અલિપ્ત રહેવું – પોતાના વિષેની બધી જ ચિંતાઓ, સ્વાર્થી વિચારોથી, એ જ મુક્તિની અટલ શરત છે.**



## ૧૦૫

**આપણાં ધ્યાનમાં જ આપણે રહેવું, એ જ ધ્યાન.**

## ૧૦૬

**પોતાની એટલે હું કોની ચિંતા કરતો હતો તે સમજાય એટલે શું ?**



## ૧૦૭

**આપણાં માટે જ્યાં સુધી આપણે નિશ્ચિત નથી, ત્યાં સુધી ચિત્ત દૂષિત જ રહેશે.**

१०८

કાઈ જ પકડશો નહીં,

ફક્ત 'તમે છો' તે જ

જ્ઞાન તમારા ધ્યાન માં

રાખો.



१०९

'સ્વ' એટલે જ્ઞાન.

જ્ઞાનથી જ બધા દર્શન

થાય છે.

## ૧૧૦

**શુધ્ધ ચેતનમાં સ્થિર રહેવાનો અભ્યાસ કરવો એટલે જ ધ્યાન.**



## ૧૧૧

**અનુગ્રહ એટલે આપણે છીએ તેનો નાનકડો બોધ.**

## ૧૧૨

**ચેતનાની પેલે પાર જવું જોઈએ.**



## ૧૧૩

**પોતાનો શોધ લ્યો, પછી બધુ જ આનંદમગ્ન થઈ જશે.**

## ૧૧૪

દ્રશ્ય જગતમાં જેને કશું
જ નથી જોઈતું તેને જ
જ્ઞાન પ્રાપ્ત થાય છે.



## ૧૧૫

જગત સાચું છે તેવું જો
તમે માનશો તો તમને
દુ:ખજ છે.

## ૧૧૬

**મુરબ્બાની જેમ જ જ્યારે પોતાનામાં ઓતપ્રોત થશો ત્યારે જ જણાશે કે આપણે અને આ જગત વેગળું નથી.**



## ૧૧૭

**બાહ્ય જગતે તમારા પર કેટલી સત્તા વાપરવી એ તમારા હાથમાં છે.**

## ૧૧૮

કોઈપણ વસ્તુ અને
મનની કોઈપણ
અવસ્થા સતત ટકાઉ
નથી હોતી.



## ૧૧૯

બીજાને બદલવાની
જરૂર નથી અને તેમ
કરવું શક્ય પણ નથી;
પરંતુ તમે

અવશ્ય જ પોતાને
બદલી શકો છો.

## ૧૨૦

'હું છું' આ બાબતની
ખોટી ધારણાઓ જ
બંધનને કારણભૂત હોય
છે.



## ૧૨૧

વાસ્તવિક તમારી કોઈ
જવાબદારી નથી.
દેહબુદ્ધિ અને દેહની
ઓળખ જ્યાં સુધી
છૂટતી નથી એટલે જ
જવાબદારીની ભાવના
વ્યાપે છે.

## ૧૨૨

**તમારી ઈચ્છાઓ અને ભયના ગુલામ થવાથી જ તમે શાંતિ ગુમાવો છો.**



## ૧૨૩

**દેહમાં ચેતના છે કે ચેતનામાં દેહ ? આ પ્રશ્નનો ઉત્તર ચેતનામાં દેહ છે.**

## ૧૨૪

**‘તમે છો’ તે બાબતની**

**પ્રતીતિએ ઈશ્વર**

**હોવાનો પુરાવો છે.**



## ૧૨૫

**સ્મૃતિએ સારો નોકર છે,**

**પણ ખરાબ માલિક છે.**

## ૧૨૬

**સાકાર શ્રધ્ધા તૂટે, ફૂટે તેમજ ભંગ થાય છે, તેથી નારાજી થાય છે. શ્રધ્ધા નિરાકાર જોઈએ.**



## ૧૨૭

**'તમારા હોવાપણાં નું જ્ઞાન' સર્વ દેવોનો દેવ છે.**

**૧૨૮**

**શિષ્ય યોગ્ય રીતે ના વર્ત્યો એટલે એનો અર્થ એવો કે એને કઇ સમજાયું નહીં.**



**૧૨૯**

**શુભ, અશુભ મુહૂર્ત એ બધી જ કલ્પનાઓની રમત છે.**

**૧૩૦**

**તમારા મનોવિચાર જે વહી રહ્યા છે તે ઉપરથી જ તું તારી યોગ્યતાને ઓળખ.  અમસ્તોજ બહાર ઘમંડ કેમ કરે છે.**



**૧૩૧**

**સાચા ભક્ત ની જરૂરિયાત તો ઈશ્વર કોઈપણ મારફતે પૂરી કરે છે, કારણકે તે દરેક ના હૃદય માં વસે છે.**

## ૧૩૨

**અનાવશ્યક વાતોનો સતત વિરોધ કરવો તે જ યશ નું રહસ્ય છે.**



## ૧૩૩

**સત્ય મૌનમાં જ અનુભવાય છે.**

## ૧૩૪

વિવિધ સુખોની
ફાયદાઓ ની લાળ
આપણે પાડીએ છીએ,
તે છોડશો તોજ
ભયમુક્ત થશો.



## ૧૩૫

પોતાને ધ્યાનમાં
વિસરશો તો જ સુખ કે
દુ:ખ ના અનુભવ થી
પાર થશો.

## ૧૩૬

**ધર્મ એટલે વર્તુણૂક એટલો જ અર્થ છે જગતમાં પ્રવર્તમાન ધર્મ શબ્દનો.**



## ૧૩૭

**તમે તમારી ચેતનાનું ચલચિત્ર યોગ્ય રીતે નિહાળો અને પછી તેની પાર જાવો.**

૧૩૮

બધુજ નષ્ટ થવાનું છે તે
સદાય ધ્યાન માં રાખવું
એટલે જ વૈરાગ્ય.



૧૩૯

પુષ્પમાં જેમ સુગંધ છે
તેવી રીતે જ દેહમાં 'હું
છું' હોવાપણાં ની ચેતના
છે.

## ૧૪૦

**ચિત્ત, વિષય અને તેને જાણનાર આ ત્રણેનું જ્ઞાન હોવું જરૂરી છે.**



## ૧૪૧

**સાધુ, સંત સાધકોને શું આપે છે ? – સાધકને સ્વયમનું વિસ્મરણ થાય તે સ્મરણ આપે છે.**

## ૧૪૨

**'સ્વ' ચિંતનથી ચિંતા દૂર થાય છે.**



## ૧૪૩

**મૌન એટલે શાંત રહેવું અને ધ્યાન એટલે તેની તરફ જોતાં રહેવું.**

## ૧૪૪

**તમારી ચિંતા, દૂ:ખો જાણવા માટે 'તમે છો' (હું છું) તે જ્ઞાન ધ્યાનમાં લઈ તેનું ધ્યાન કરો.**



## ૧૪૫

**'હું છું' ની જાણકારીથી મનુષ્ય તત્ક્ષણ પરિપક્વ થાય છે.**

## ૧૪૬

**સાધુને હાથ જોડીને નમસ્કાર કરવો તે નમન કર્યા.  હું દેવ છું એવું મન જ્યારે સ્પર્શ કરતું નથી, તે ન-મન.**



## ૧૪૭

**મને કોઈ જ્ઞાની કહેતું નથી, તેથી જે દુ:ખ પામે છે તે મૂર્ખ છે.**

## ૧૪૮

**‘હું છું’ હોવાનો હોશ એટલે હંસ.  જેણે આ હંસને જાણ્યો તે પરમહંસ.**



## ૧૪૯

**‘ધ્યાન’ અને આપણું ‘જ્ઞાન’ જે ઠેકાણે ભેગું થાય છે, તેને માટે સ્વરૂપની બહાર જવું અશક્ય છે.**

## ૧૫૦

પોતાની સાથ પ્રમાણિક રહો, પછી દરેક જણ તમારી સાથે પ્રમાણિક રહેશે.



## ૧૫૧

જ્યારે ભેદ અને અલગતાની ભાવના ન હોય તેને પ્રેમ કહી શકાય.

## ૧૫૨

મનને નિર્મળ અને શાંત
રાખો, પછી બધુ
આપોઆપ થશે.



## ૧૫૩

એકાદ મોટી વ્યક્તિની
ઓળખનો ઉપયોગ
કરવાની કલ્પના જ્ઞાની
પાસે નથી હોતી.

## ૧૫૪

**તમે જગત વિષે બધુજ જાણો છો, પણ પોતાના વિષે કશું જ જાણતા નથી.**



## ૧૫૫

**વ્યક્તિગત ‘હું’ નો લોપ થતાં જ વ્યક્તિગત દૂ:ખોનો પણ ક્ષય થાય છે.**

## ૧૫૬

**સર્વોચ્ચ સત્ય ગતિમાન હોય ત્યારે સગુણ હોય અને સ્થિર થતાં જ ‘નિર્ગુણ’ થાય છે.**



## ૧૫૭

**પુજા અર્ચના કરો.  પરંતુ ચેતનાને જાણનાર ને જાણીને કરો.**

## ૧૫૮

**તમારું મન નિર્મળ કરો, હૃદય શુદ્ધ કરો, જીવન પવિત્ર કરો.  આ જ જગત પરિવર્તન નો આ જ ત્વરિત માર્ગ છે.**



## ૧૫૯

**અનાવશ્યક વાતો ટાળવી, સુખ અથવા તો દુ:ખથી અપેક્ષારહિત રહેવું અને હમેશાં પોતાના પાર સંયમ રાખવો એ જ તપશ્ચર્યા જ છે.**

**૧૬૦**

**મંત્ર એટલે ચેતના પર શબ્દોએ કરેલા સંસ્કાર.**



**૧૬૧**

**ઈશ્વર પ્રાગટ્યનો અનુભવ શું હોય ? આત્મનિશ્ચય એ જ તે અનુભવ.**

## ૧૬૨

**‘તમે છો’ એ ઓળખના ઓળખની ઓળખ થવી જોઈએ, દેવધર્મ ની નહીં.**



## ૧૬૩

**‘અહં બ્રહ્મ’ એની મશાલ જેણે પેટાવી છે, તેને ચિત્ત, મન એનો પ્રમાદ થશે નહીં અને તેનો પ્રમોદ (આનંદ) પણ ઓછો થશે નહીં.**

## ૧૬૪

**સર્વ પ્રકારની આત્મવૃત્તિ**
**નો લય થવા ધ્યો.**



## ૧૬૫

**શાંતિને આનંદની જરૂર**
**નથી, આનંદ એટલે**
**કેવળ મૌન.**

## ૧૬૬

‘બ્રહ્મ થવું’ એટલે

કાઇપણ ન હોવું અથવા

તો સર્વકાઈ હોવું.



## ૧૬૭

નિઃશબ્દતા જીવનમાં

ઉતરે તે જ સહજ

સમાધિ.

## ૧૬૮

**મરણ એ કલ્પના નિર્વિકલ્પનામાં જ ક્ષય થશે.**



## ૧૬૯

**ભય નું કારણ આપણાં હોવાપણાંનો અભાવ હોઈ શકે.**

## ૧૭૦

**આપણાં હોવાપણાં ની મીઠાશ ને વિચારરહિત રાખો.**



## ૧૭૧

**ચેતના છે એટલે જ જગત છે. ચેતના નથી તો જગત નથી.**

## ૧૭૨

**જે સદાય ઈશ્વર ધ્યાનમાં મગ્ન રહે છે તેને ઈતર સુખો બેસ્વાદ લાગે છે.**



## ૧૭૩

**ચેતનાને ચેતનાની ઓળખ થઈ કે આપણી હોવાપણાંની ગરજ પૂરી થાય.**

## ૧૭૪

તમારી શ્રદ્ધાને ચોટદાર રીતે કહો – 'ખબરદાર, અન્ય કોઈ અપેક્ષા રાખી છે તો.'



## ૧૭૫

માનવીનું રૂપ અને માનવીની જાત જ્યાં સુધી મનમાં છે ત્યાં સુધી જ્ઞાન થશે નહીં.

## ૧૭૬

‘તમે છો’ ના જ્ઞાનને
પ્રસન્ન કરવા માટે તમારે
તે જ્ઞાનની ભક્તિ કરવી
રહી નહીં કે દેહ ની
ભક્તિ.



## ૧૭૭

આપણું શરીર જ
આપણી જાત છે તેવો
તેવી સમજણ જ્યાં સુધી
રહેશે ત્યાં સુધી
કર્મબંધન રહેશેજ.

## ૧૭૮

ધ્યાન કરતી વખતે જ્યારે

ચેતના શરીરમાં રહેલ

ચેતનાને પકડે છે ત્યારે

જગત અદ્રશ્ય થાય છે,

કારણકે ત્યારે નિર્વિચાર

અવસ્થામાં આપણે

હોઈએ છીએ.



## ૧૭૯

પોતાના અંતરમનમાં

ડૂબકી મારો, ત્યાં જ

તમને દરેક અર્થનું

ઉદગમસ્થાન મળશે.

## ૧૮૦

ગુન્હેગારની શોધ
અંતરમાં કરો. ‘હું’ અને
‘મારૂ’ આ કલ્પનાઓ
જ સંઘર્ષોનું મૂળ છે. તે
સર્વ કલ્પનાઓથી મુક્ત
થાવ.



## ૧૮૧

પ્રથમ પોતાની શોધ
કરો, પછીથી અનંત
આશીર્વાદ આપોઆપ
મળશેજ.

## ૧૮૨

**પોતાને નિશ્ચયપૂર્વક**
**વારંવાર યાદ કરાવવો કે**
**તમે મન નથી અને**
**મનની સમસ્યાઓ**
**તમારી નથી.**



## ૧૮૩

**આત્મસમરણ તે પુણ્ય,**
**આત્મવિસ્મૃતિ તે પાપ.**
**ખરું પુણ્ય એટલે જ**
**સ્વરૂપ.**

## ૧૮૪

**મન શાંત છે કે અશાંત તે કોને સમજાય છે ? જણાય છે ? 'તેને' પકડી રાખો.**



## ૧૮૫

**સર્વ અસ્તિત્વ શબ્દમય છે એટલે શબ્દરહિત થાવ.**

## ૧૮૬

**ચેતનાને જાણનાર**

**ચેતનાની જાળમાં થી**

**બહાર નથી આવતો ત્યાં**

**સુધી થતાં વ્યવહાર હું**

**જ કરું છું એમ કહેશે.**



## ૧૮૭

**આપણને આપણે**

**જેનાથી સ્પષ્ટ જાણ્યા**

**તેનું કાર્ય થયું.**

## ૧૮૮

**કલ્પનાઓ થી મુક્ત રહેવું એ જ ધ્યાન.**



## ૧૮૯

**કોઈક ડરના કારણે કાર્ય કરવું તે બંધન અને પ્રેમના કારણે કાર્ય કરવું તે સ્વતંત્રતા.**

**૧૯૦**

**ચૈતન્ય એ એક ખેલાડી છે અને અડચણો  ઉપર વિજય મેળવવામાં તેને આનંદ આવે છે.**



**૧૯૧**

**ચેતના પ્રસરી એટલે તેનું નામ જગત.**

## ૧૯૨

પરમાત્મા બધાનો

ઓળખીતો છે પણ તેને

કોઈ ઓળખતું નથી.



## ૧૯૩

જેવી રીતે મધમાખી

ફૂલોનો સ્પર્શ ન કરતાં

ફૂલોમાંથી રસપાન કરે

છે તેવી રીતે જ

પરમયોગી આત્મપ્રેમમાં

રમમાણ રહેતો હોય.

## ૧૯૪

જેટલું દેખાય,

અનુભવાય તે બધુ 'તું'

હોવાનું જ્ઞાન.  આ

નિશ્ચયની તું પુજાસ્થાને

મૂક અને એ નિશ્ચય ની

નિશ્ચયથી પુજા કર.



## ૧૯૫

સંપૂર્ણપણે આસક્ત

થવાથી અથવા તો

વિરોધ કરવાથી દુ:ખ

નિર્માણ થાય છે.

## ૧૯૬

**'તું છે' તે જ્ઞાન કોહિનૂર છે.**



## ૧૯૭

**વિશ્વના સર્વ દેહ મારા ગુરુના ચૈતન્યથી ચલાયમાન છે તે વિશ્વાસ હોવો જોઈએ.**

## ૧૯૮

**આસક્તિ ધૈર્યનો નાશ કરે છે.**



## ૧૯૯

**તું હોવાનું તને જે અનુભવાય છે તે જ આત્મપ્રકાશ. આ પ્રકાશમાં સદાય રહેવું એટલે જ આપણાં હોવાપણાંની ચેતનામાં સ્થિર થવું.**

## ૨૦૦

**અંતર્યામી : આપણાં જ્ઞાન સાથેની મિત્રતા, સ્નેહ સંપાદન કરો.**



## ૨૦૧

**આપણે આપણાં જ્ઞાનસ્વરૂપ ઉપર જ્ઞાનભક્તિથી અભિષેક કરવો.**

## ૨૦૨

સત્વની એટલી બધી

પળોજણ શા માટે ?

તેનો પણ પીછો છોડો.

જ્યાં છો ત્યાં જ અને

જેમ છો એમ જ રહો;

ગુણોની પળોજણ

છોડો.



## ૨૦૩

ભય એવો છે કે જોઈતી

હોય તે વસ્તુઓ મળ્યા

પછી પણ રહે જ છે.

## ૨૦૪

**પોતાના પર નજર રાખો.**



## ૨૦૫

**તારા વગર ભગવાન નથી, ભગવાન વગર તું નથી.**

## ૨૦૬

**સર્વત્ર ઈશ્વર છે એમ વિશ્વાસ રાખવાથી વાંચતી વખતે અક્ષરોમાં પણ ઈશ્વર દેખાય છે.**



## ૨૦૭

**ચેતનાને જે જાણે છે તે સંત છે.**

**૨૦૮**

**ભક્તિ એટલે પોતાને માટે પોતાનો નિશ્ચય થવો.**



**૨૦૯**

**સ્વ ની પુજા એટલે સ્વ નો સ્વ માટેનો 'સ્વ' નો નિશ્ચય.**

## ૨૧૦

**ધ્યાન કરવું એટલે 'સ્વ'**

**સુગંધ લેતા રહો,**

**ચેતનામાં સ્થિર થાવ.**



## ૨૧૧

**પોતે મૃત્યુ પામીને**

**'પોતાને' પ્રાશન કરતાં**

**સ્વસ્થ બેસી રહેવું તે**

**સામાન્ય વાત નથી.**

## ૨૧૨

**આપણાં હોવાપણાંનું જ્ઞાન ધીમે ધીમે પકડી રાખવું, તેની પુજા કરવી, તો તે પ્રસન્ન થશે, પછી બધુ જ જ્ઞાન થશે.**



## ૨૧૩

**ઉપાસના એટલે 'તે મને જોઈશેજ' એવું વારંવાર ટકોર્યા કરવું.**

## ૨૧૪

આપણો શોધ આપણને

થયો, એમ જેને ખાત્રી

થઈ, તેને જ બ્રાહ્મણ તે

સંજ્ઞા પ્રાપ્ત થઈ.



## ૨૧૫

'સદ્‌ગુરુ સ્વરૂપ

આપણું' એવી જેને

ખાત્રી હોય તે બીજા

લોકો પર નિષ્કારન

ઉદ્વેગ કરશે કે ? શા માટે

કરશે ?

## ૨૧૬

**કોણ કોના પગે પડે, તો**
**'આપણે હોવાપણાના**
**જ્ઞાનને જ'.**



## ૨૧૭

**વિશ્વનું અસ્તિત્વ**
**આપણાં અંતરમાં રહેલી**
**નાનકડી ચેતનાની**
**અનુભૂતિમાં છે.**

## ૨૧૮

આપણે ચેતનાનું કેન્દ્ર
છીએ, એવું જ્યારે તમે
જાણો છો ત્યારે વિશ્વ
તમને વ્યાપક ચેતના
સ્વરૂપ  દેખાય છે.



## ૨૧૯

તમારે જો સત્ય જ જાણી
લેવું છે તો તમારે
સમાધિની અવસ્થામાં
થી ગુજરવું જ પડશે.

## ૨૨૦

**પોતાને સમજી લેવાનો પ્રયત્ન એટલે યોગ. તમે યોગી થાવ.**



## ૨૨૧

**તમારા જન્મ સમયે જે હાજર હોય અને તમારા મૃત્યુનો જે સાક્ષી હોય તેનો શોધ લ્યો.**

## ૨૨૨

**જીવન અર્પણ કરવાની જેની તૈયારી હોય તેને જ સત્યના દર્શન થાય.**



## ૨૨૩

**જે અત્યંત નિર્મળ, જેમાં અન્ય કશાનું પણ મિશ્રણ નથી એવું જે નિરાવલંબી છે તે સત્ય જાણો.**

## ૨૨૪

**દેખાઈએ છીએ તેવા આપણે નથી, જોઈએ તેવા આપણે છીએ.**



## ૨૨૫

**તમે શુદ્ધ ચેતના છો.**

## ૨૨૬

**જે સર્વ છે, તેમાનું તત્વ તમે જ છો, તે બરાબર સમજી લ્યો અને તે 'સમજ' માં સ્થિર થાવ.**



## ૨૨૭

**સત્સંગ આકાર આપતો નથી પણ મુક્ત કરે છે.**

## ૨૨૮

**આત્મજ્ઞાનનું દર્શન ઘણું દુર્લભ છે.**



## ૨૨૯

**ભાવનાઓ માં અટવાયેલા હોવાથી જ બંધન નિર્માણ થાય છે.**

**૨૩૦**

**સમાજ હેતુઓ પર જ રચાયેલો (આધારિત) હોય. તેના પાયામાં શુધ્ધ બુધ્ધિ રેડો, પછી તમને ખાસ સામાજિક કાર્યકર્તાઓ ની જરૂર નહીં પડે.**



**૨૩૧**

**અનુભવાતી (ભાસતી) ચેતનામાં જ આ સંપૂર્ણ જગત રમમાણ છે.**

## ૨૩૨

**પૂર્ણતા જો તમને**

**જોઈતી હશે, તો તમારી**

**યાદનું (તમારા**

**હોવાપણાં ની યાદ)**

**જ્ઞાન તમને થવું જોઈશે.**



## ૨૩૩

**અગાઉ ‘આપણે’ હોવા**

**જોઈએ, પછી જ શબ્દ**

**અને શબ્દોના અર્થ.**

## ૨૩૪

**સર્વાંગી/સર્વત્ર ‘હું જ છું’, એવી જાગૃતિમાં સતત રહેશો કે ?**



## ૨૩૫

**ઈશ્વરની જાતિના થઈ ને રહો, પછી ઈશ્વર જલ્દીથી પાસે આવશે.**

## ૨૩૬

**શોધ કરતાં જ જેનું**

**શમન થાય તે માયા નો**

**સ્વભાવ છે.**



## ૨૩૭

**અન્યો સાથેની મિત્રતા**

**સહેલી પણ નિજાત્મા**

**સાથે મહા કઠણ.**

## ૨૩૮

**પોતાને જાણવાનું શીખો.**



## ૨૩૯

**જે સમજાય છે તે તમે નથી.  જેને સમજાય છે તે તમે છો.**

## ૨૪૦

**ગરમ પાણીમાં જેમ**

**વરાળ હોય છે, તેજ રીતે**

**કાયામાં આત્મા રહેલ છે.**



## ૨૪૧

**એક પરબ્રહ્મ તે 'હું છું'**

**એવો નિશ્ચય થયો કે**

**સર્વ પ્રકારના સુખો તેને**

**આપોઆપ મળે છે.**

## ૨૪૨

**દેહમાં રહેનાર જ્ઞાન - ચેતના, તે સિવાય બીજું કોઈ બ્રહ્મ નથી, તે નિશ્ચય વધારો.**



## ૨૪૩

**પોતાનામાં પૂર્ણપણે વિલય થાવ.**

## ૨૪૪

**અહંકાર એટલે પોતાને દેહરૂપ માનીને વર્તવું.**



## ૨૪૫

**ભક્તિ એટલે સ્નેહ અથવા મૈત્રી અથવા એકત્વ.**

## ૨૪૬

**ઈશ્વરનું નામ લેતી વખતે તે તારું છે તેમ સમજીને લે.**



## ૨૪૭

**સ્વસ્થ, શાંત રહો, પછી સુજ્ઞતા અને શક્તિ આપોઆપ પ્રાપ્ત થશે.**

**૨૪૮**

**આત્મપ્રતાડના એ ભયંકર વાત છે. સ્પષ્ટતા અને વૈચારિક સત્યતા એ જ તેના પર નો ઉપાય છે.**



**૨૪૯**

**મને ચેતના શા માટે અનુભવાય છે ? તે પ્રશ્ન તરફ પોતાનું સમગ્ર ધ્યાન કેન્દ્રિત કરો.**

## ૨૫૦

**'હું છું' એ કેન્દ્ર પર**

**પોતાનું તમામ ધ્યાન**

**કેળવો.**



## ૨૫૧

**દ્વૈતભાવ અને સ્વાર્થ**

**તેના કારણે જ જગતમાં**

**ખરા દૂ:ખો દેખાય છે.**

## ૨૫૨

**જે કઈ સર્વ તમને પરાધીન બનાવે છે, તેના થી સાવધ રહો.**



## ૨૫૩

**ધ્યાનમાર્ગથી પ્રસન્નતા પ્રાપ્ત થાય તે જ ગુરુકૃપા છે.**

## ૨૫૪

**ચેતનાની પર જવું એ જ સ્વરૂપસ્થિતિ.**



## ૨૫૫

**ઉપરછલ્લા અને વારંવાર બદલાઈ જનારા વ્યક્તિઓ કરતાં નિર્વિકાર અને સદાય હાજર હોય તેવા સાક્ષીને અધિક મહત્વ આપવું તે જ સાધના.**

## ૨૫૬

**સર્વ કર્માચરણ દેહ જ**

**આપણું રૂપ છે તેમ**

**માનનારાઓ માટે છે.**



## ૨૫૭

**સ્મરણ રાખીને સ્મરણ**

**ની પુજા કરો.**

## ૨૫૮

**પોતાને સ્વતંત્ર જાણો, પછી તમે ભય અને તેના પડછાયા માં થી મુક્ત છો.**



## ૨૫૯

**શાંતિ અને નિશ્ચલતા માં જ તમારી પ્રગતિ થાય છે.**

## ૨૬૦

**જનોઈ એટલે ચેતના.**

**ચેતના એટલે જ્ઞાન.**



## ૨૬૧

**હોવાપણાંની અંધ**

**ચેતના પકડી રાખો.**

## ૨૬૨

**પોતાના હોવાપણાં નો નિશ્ચય અભંગ છે.**



## ૨૬૩

**‘હું છું’ આ એક જ વાતની તમને ખાત્રી હોય શકે; તેમાં જ સ્થિર થાવ અને બાકી બીજું બધુ છોડો. એ જ યોગમાર્ગ.**

## ૨૬૪

**ધ્યાનયોગ તમારે**

**સાધવાનો છે.**



## ૨૬૫

**યથાર્થ જ્ઞાનથી જ કૃતાર્થ**

**થઈ શકાશે.**

## ૨૬૬

**સાંભળવાની કળા જે ને આત્મસાત તે ઝટપટ મુક્ત થશે.**



## ૨૬૭

**ઈશ્વર ને શરણે જવું એટલે ઈશ્વર જેવુ થવું.**

## ૨૬૮

**વિચારોથી વિચારોને શાંત કરવા એટલે જ સંભાષણ.**



## ૨૬૯

**જ્ઞાનથી જ્ઞાન ને ઘટ્ટ પકડી રાખવું એ જ ધ્યાન.**

## ૨૭૦

**આપણે એટલે શું તે**

**જોતાં બેસવું.**



## ૨૭૧

**આપણી ચેતના એ જ**

**તો ઈશ્વર છે.**

## ૨૭૨

જેનો સ્વસ્રૂપ નિશ્ચય

પાકો થયો છે, તે

સન્યાસી.



## ૨૭૩

આપણે બ્રહમસ્રૂપ

છીએ તે ફક્ત

ઓળખીએ એટલે કૃપા.

## ૨૭૪

**સવારે જાગતાં પહેલા**

**તમે છો.  જાગ્યા પછી**

**તમે પાછળ રહો છો.**

**જાગ્યા પછી આખું**

**જીવન તમે બડબડાટ**

**કરો તેમાં તમે ક્યાં છો ?**



## ૨૭૫

**નિ:શબ્દ થઈને ચેતના**

**પર ધ્યાન આપો.**

## ૨૭૬

**જેમણે સ્વસ્વરૂપબોધ થાય તેમણે કોઈની ઊણપ કે ખોટ દેખાય નહીં.**



## ૨૭૭

**ચેતનાનું જ્ઞાન થયું કે, જે જે માનેલું હોય તે તે અજ્ઞાન ઠરશે.**

## ૨૭૮

**ચૈતન્ય વિકસે એટલે કે તે રામ અને તે સ્થિર થાય, તેવો નિશ્ચય થયો તે આરામ.**



## ૨૭૯

**સર્વ મનોરથ પૂર્ણ કરવા માટે ચેતના સાથે એકાંત સાધો. તેમાં એકરૂપ થાવ.**

## ૨૮૦

**પોતાના વિષેની કોઈ પણ વ્યાખ્યા સાચી નથી.**



## ૨૮૧

**શુદ્ધ ચેતના એટલે તમારું સ્વરૂપ.**

## ૨૮૨

**તમે ઈશ્વર જેવા થાવ પછી તમારી બધી જ ઈચ્છાઓ પૂર્ણ થશે.**



## ૨૮૩

**મન પર વિશ્વાસ ન રાખતા તેને અતિક્રમી જાવ અથવા તો તેની પાર જાવ.**

## ૨૮૪

**નિશ્ચયને પકડીને જેમ**
**જેમ તમે નિશ્ચયી  થશો**
**તેમ તેમ અંધારું**
**ઓગળતું જશે.**



## ૨૮૫

**સ્વરૂપનો નિશ્ચય એ જ**
**જ્ઞાતાની બેઠક.**

## ૨૮૬

**લક્ષ્મી એટલે ‘લક્ષ - મી (હું)’ (ધ્યેય હું છું) નો બોધ.**



## ૨૮૭

**જીવ, જગત, બ્રહ્મ એટલે ‘આપણાં હોવાપણાં નું જ્ઞાન’ એવો સાક્ષાત્કાર કોઈક વિરલા ને જ થાય.**

## ૨૮૮

**જાણનારને જાણો એટલે પછી બધુ (સર્વ કાઇ) જાણી શકશો.**



## ૨૮૯

**સાંસારિક ના મનમાં સોય દોરા જેવી નાની વસ્તુઓના સ્મરણો પણ હોય.**

## ૨૯૦

**ઉત્તમ ભક્તની તમામ વાસનાઓ ચૈતન્યમાં સ્થિત હોય.**



## ૨૯૧

**'મન' અને 'દેહ' તેનો જાણનાર 'તું' તેની ઓળખ થવી જોઈએ.**

## ૨૯૨

**બુધ્ધિ એ જેનો પ્રકાશ છે**

**'તે' આત્મા ને ઓળખો.**



## ૨૯૩

**'હું છું' તે ચેતના પર**

**ધ્યાન કેન્દ્રિત કરો.**

**સદવસ્તુ તેની પાછળ જ**

**છે.**

## ૨૯૪

નિર્ગુણ એટલે 'છે' અથવા 'નથી' તે સમજાતું નથી.



## ૨૯૫

મરવાનું તો છે જ પછી ઈશ્વર થઈ ને કેમ ન મરીએ ?

## ૨૯૬

ટેવ, પુનરાવૃત્તિની ઇચ્છાને કારણે જ યોગી અને ભોગી બને નિષ્ફળ થતાં હોય છે.



## ૨૯૭

ચેતના છે તો ઘણું બધુ છે, ચેતના નથી તો કાઇ જ નથી.

## ૨૯૮

**જેની તૃપ્તિ નો ભંગ થતો**

**નથી તે જ અમૃત.**



## ૨૯૯

**ભગવાન મળવા અત્યંત**

**સહેલા છે, પણ ભક્ત**

**મળવો મહામુશ્કેલ.**

## ૩૦૦

**ચેતના તરફ લક્ષ્ય એટલે ઈશ્વર તરફ લક્ષ્ય.**



## ૩૦૧

**જાગૃતતાથી ચેતનવંત થઈ ને ચેતનાને પકડી રાખો.**

## ૩૦૨

**અખિલ બ્રહ્મ હું જ છું તેમ સમજીને આચરણ કરવું તેનું નામ બ્રહ્મચર્ય.**



## ૩૦૩

**સદ્ગુરુ એટલે પોતાની સ્વરૂપ સ્થિતિ.**

## ૩૦૪

**ધ્યાન કરવું એટલે**

**આપણે જ આપણને**

**ધ્યાનમાં ધરવું.**



## ૩૦૫

**ઇચ્છાનો માનસિક**

**આકાશમાંના વાદળો**

**જેવી હોય.**

## ૩૦૬

**પૂર્ણ અસ્તિત્વનું મૂળ**

**‘હોવાપણાં’ માં હોય.**



## ૩૦૭

**જ્ઞાનના પ્રકાશ વલય ને**

**જ જગત કહેવાય.**

## ૩૦૮

**મન નિર્દોષ અને હૃદય**

**નિર્મળ બનાવવાનો**

**પ્રયત્ન કરો.**



## ૩૦૯

**કામના અને ભય**

**ઓગળતા જ મુક્તિ છે.**

## ૩૧૦

**જ્ઞાન સિવાય મુક્તિ નથી.**



## ૩૧૧

**સંપૂર્ણ જગત એ તમારી ચેતનાના તારાઓનું સૌંદર્ય છે.**

## ૩૧૨

**જ્ઞાન એટલે ‘હું છું’ તે આપણને થતી સ્વાનુભૂતિ.**



## ૩૧૩

**‘તમે છો’ તે જ્ઞાન ન હોય ત્યાં ભગવાનને ભગવતતા નથી અને જગતને જગતપણું નથી.**

## ૩૧૪

આત્મનિશ્ચયનો પાલન કરનાર વિરલો જ હોય.



## ૩૧૫

ગુરુવચન (ગુરુએ કહ્યું તે) સત્ય છે તેવો નિશ્ચય જોઈએ.

## ૩૧૬

**તલ્લીન થવું એટલે તેના જેવુ જ થઈ જવું.**



## ૩૧૭

**ક્યાક તો યે આત્મનિશ્ચયથી સ્થિર થવું.**

**૩૧૮**

**બુધ્ધ થવું એટલે સંપૂર્ણ શાંત થવું.**



**૩૧૯**

**નિશ્ચય એ જ પરબ્રહ્મ છે.**

## ૩૨૦

**સમાધિ એટલે આપણે છીએ તેનું વિસ્મરણ.**



## ૩૨૧

**ચેતના જાગૃત થયા સિવાય ચેતનાની પેલે પાર જે છે તે ઓળખાશે નહીં.**

**૩૨૨**

**સર્વ કાઇ ‘આપણે જ’ છીએ એવું થવું જોઈએ.**



**૩૨૩**

**જગતના દૂ:ખો તમે તમારી ઈચ્છાઓ અને ભય માંથી નિર્માણ કર્યા છે.**

## ૩૨૪

**તમારો અંતરાત્મા એ જ સર્વશ્રેષ્ઠ ગુરુ છે.  તે જ તમને તમારા ધ્યેય સુધી પહોચાડશે.**



## ૩૨૫

**ખંત કેળવવા માટે અભ્યાસ જરૂરી છે.**

**૩૨૬**

**‘હું જ્ઞાન છું અને તે જ્ઞાનને પણ જાણું છું (ઓળખું છું)’ એવી ધારણા ધરીને બેસો.**



**૩૨૭**

**તમને તમે ઓળખો/જાણો છો તે જ આ જગતનું બ્રહ્મસૂત્ર છે.**

## ૩૨૮

**ભક્તનું સ્વરૂપ તે જ સંત.**



## ૩૨૯

**આપણને (પોતાને) શુદ્ધ હોવાપણાંની યાદ પોતે પ્રયત્નપૂર્વક કરાવી દેવી તે જ સાધના.**

૩૩૦

દેહમાં થી

આત્માનુભવનો શોધ

કરતાં રહેવું, પછી બધુ

જ સરળ થઈ જશે.



૩૩૧

તમે અવ્યક્તનો શોધ

મન ની સહાય થી

લેવાનું શરૂ કરો, કે

તત્ક્ષણ તમે મન ના

કક્ષાની બહાર જવા

માંડશો.

## ૩૩૨

**આવેલ વિચાર આપણો નથી, તેને જાણનાર આપણે છીએ.**



## ૩૩૩

**જે નિદ્રાને ઓળખે, જાગૃતિને ઓળખે, તેની જ્યારે તમને ઓળખાણ થાય ત્યારે તમે તેની પાર જઈ શકો.**

## ૩૩૪

**જાગૃતિ એટલે 'હું છું' તે જ્ઞાન.**



## ૩૩૫

**આપણે ચૈતન્ય છીએ તેવો નિશ્ચય કરો.**

**૩૩૬**

**તમે જે કઈ કરો, તે તમે કરતાં નથી તેમ માનો.**



**૩૩૭**

**તમારા માત્ર હોવાપણાંના ચૈતન્યરૂપમાં રહો. તે ચૈતન્યરુપના ઉગમ સુધી જાવ. બસ આટલું પૂરતું છું.**

## ૩૩૮

**પ્રેમ અને પ્રેમી, બે અલગ નથી.**



## ૩૩૯

**જ્ઞાનાગ્નિ એટલે સંતોષનો પ્રકાશ.**

## ૩૪૦

**આનંદ તે ચેતનાદર્શન છે.**



## ૩૪૧

**જાગૃતિ વિષયક વાતો પર ધ્યાન કેન્દ્રિત કરવા કરતાં જાગૃતિ પર જ ધ્યાન કેન્દ્રિત કરો.**

### ૩૪૨

**મુક્તિ એ નૈસર્ગિક પ્રક્રિયા છે, પણ તે હમણાં જ પ્રાપ્ત કરવી તે તમારા હાથમાં છે.**



### ૩૪૩

**પાપનું જન્મદાતા (મા ) એટલે અજ્ઞાન.**

## ૩૪૪

**માયા એટલે કલ્પના.**



## ૩૪૫

**તમને જો તમે મેળવવવા માંગતા હશો તો તે તમને ક્રિયાકાંડોથી પ્રાપ્ત થશે નહીં.**

## ૩૪૬

**કોઈપણ નાત-સંબંધ**

**તમારા દેહમનની**

**કક્ષામાં છે.**



## ૩૪૭

**તમારો ઈશ્વર પર જેટલો**

**શુધ્ધ ભાવ તેટલી તે**

**તમારી સેવા કરશે.**

## ૩૪૮

**તમે સર્વ કર્મકાંડ થી વિમુક્ત થઈ પોતાના અંતરમન માં ઊંડી ડૂબકી લગાવી પોતાના અંતિમ  સત્ય સ્વરૂપની સીધી જ શોધ કરી શકો. બધા જ યોગોમાં આ અંત્યંત સરળ અને ત્વરિત યોગ છે.**



## ૩૪૯

**આપણે સ્વચ્છ થવાથી ઈશ્વરને સહજતાથી પ્રાપ્ત કરી શકીએ.**

## ૩૫૦

**જ્ઞાનને જ્ઞાન થી જ ઘેરો ઘાલો.**



## ૩૫૧

**જેને પોતે વિચાર કર્યો નથી તેને જગત ની/ પાસેથી સાંભળેલી વાતો સાચી માનીને ચાલવું પડે છે.**

## ૩૫૨

મન જ્યાં છે ત્યાં સુખ ઓછું અને દુ:ખ વધારે છે.



## ૩૫૩

'હું છું' તે તો પ્રત્યેકને ખાતરી છે ને ?  અથવા આપણાં હોવાપણાંની ચેતનાના તળિયે જાવ, તેનો વિસ્તાર કરો તે જ એક રાજમાર્ગ છે.  આ માર્ગે જવા માટે બધા જ અધિકારી છે અથવા તો અહી કોઈ છેતરપિંડી નથી.

## ૩૫૪

**નિર્બળ ઈચ્છાઓ આત્મનિરીક્ષણ અને ધ્યાન થી દૂર થાય છે.**



## ૩૫૫

**ઈશ્વર કોણ અને કેવો છે ?  આ પ્રશ્ન પૂછનાર 'જ્ઞાન જ' ઈશ્વર છે.**

## ૩૫૬

**‘તારા હોવાપણાંનું જ્ઞાન સર્વ ઈશ્વરસ્રૂપ છે’ આ નિશ્ચય જેનો દ્રઢ થયો તે વ્યાપક થાય.**



## ૩૫૭

**આકાર એટલે જ હું એવી માન્યતાઓ ને કારણે જ વિકાર જન્મે છે.**

## ૩૫૮

**માત્ર હોવાપણું એટલે**

**કશું પણ ન થઈ ને રહેવું.**



## ૩૫૯

**બ્રહ્મજ્ઞાનનો સરળ અર્થ**

**'આપણને આપણે**

**ઓળખવું'.**

## ૩૬૦

**ચેતનાનું જ્ઞાન થયા પછી**

**દવા કરવા માટે પણ**

**ચિંતા મળશે નહીં.**



## ૩૬૧

**ઉદાસીન એટલે**

**કોઈપણ આશાની યાદ**

**ના આવવી. માત્ર મોઢું**

**ઉતારીને બેસે તે ઉદાસ**

**છે.**

## ૩૬૨

**'એક પરબ્રહ્મ તે હું' એવો નિશ્ચય દ્રઢ થાય પછી બધા પ્રકારના સુખો તેને આપોઆપ આવીને મળે છે.**



## ૩૬૩

**'પરિપૂર્ણ સત્ય, પ્રેમ, નિસ્વાર્થીપણું એ સ્વસ્રૂપ જ્ઞાન માટે આવશ્યક ઘટકો છે. તીવ્ર બેચેની થી જ તેની પ્રાપ્તિ થાય.**

## ૩૬૪

**‘ચિત્ત’ એટલે ‘ચેતના’. એ ચેતના આપણને અનુભવાય તે જ ચિદાનંદ.**



## ૩૬૫

**‘મન’ - કલ્પનાઓ થકી પીડા ન થાય એટલે જ મોક્ષ.**

## ૩૬૬

## હું પોતાને દરેકમાં જોઉ અને દરેકને પોતાનામાં નિશ્ચિતપણે જોઉ એ જ 'પ્રેમ'.



## ગુજરાતીમાં ઉપલબ્ધ અનુવાદો

૧. **હું છું**

**(શ્રી નિસર્ગદત્ત મહારાજ નો મૂળ મંત્ર)**

**મૂળ લેખક : શ્રી પ્રદીપ આપ્ટે**

**ગુજરાતી અનુવાદક : શ્યામ કોરડે**

૨. **અનુસંધાન**

**ધ્યાનયોગનું રૂપાંતરણ જ્ઞાનયોગમાં કરવા માટે માર્ગદર્શક ઠરનાર અને 'સ્વ'ની શુધ્ધ ચેતના દ્વારા યોગ પૂર્ણ કેવી રીતે થાય, તે દર્શાવનાર, શ્રી નિસર્ગદત્ત મહારાજના આત્મનિશ્ચયી ચૂંટેલા બોધવચનો**

**મૂળ મરાઠી પુસ્તકનાં**

**સંકલક અને સંપાદક**

**સચિન ક્ષીરસાગર**

**ગુજરાતી અનુવાદક**

**શ્યામ કોરડે**

## ૧. નિશ્ચય

**શ્રી નિસર્ગદત્ત મહારાજ ના જ્ઞાન ઉદગાર**

**મૂળ મરાઠી પુસ્તકનાં**
**સંકલક-સંપાદક**
**સચિન ક્ષીરસાગર**

**ગુજરાતી અનુવાદક**

**ઉદય કુલકર્ણી**

## ૨. સચ્ચિદાનંદ

ધ્યાનયોગનું રૂપાંતરણ જ્ઞાનયોગ માં કરવા માટે માર્ગદર્શક ઠરનારી અને 'સ્વ'ની શુદ્ધચેતના દ્વારા યોગ પૂર્ણ કેવી રીતે થાય છે તે કહેનાર, શ્રી નિસર્ગદત્ત મહારાજના આત્મનિશ્ચયી ચૂંટેલા બોધવચનો.

**મૂળ મરાઠી પુસ્તકનાં**
**સંકલક-સંપાદક**
**સચિન ક્ષીરસાગર**

**ગુજરાતી અનુવાદક - શ્યામ કોરડે**





**૩. આત્મવિશ્વાસ અને બ્રહ્મજ્ઞાન**

**પ. પૂ. નિસર્ગદત્ત મહારાજના નિરૂપણો**

**મૂળ લેખક : ભરત શિંપી**

**અનુવાદક : ઉદય કુલકર્ણી**

## આગામી ગુજરાતી અનુવાદ

- **આપણે**

# પ્રકાશનો

**શ્રી નિસર્ગદત્ત મહારાજ ના નિમ્નલિખિત પુસ્તકો મરાઠી ભાષામાં ઉપલબ્ધ છે.**

| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| सुखसंवाद | ६०० |
| आत्मप्रेम | ६०० |
| निसर्गदत्तगीता | ३०० |
| पाठलाग | ३०० |
| आपण | १०० |
| बोधवाणी | १५० |
| सतचीदानंद | ७५ |
| अनुसंधान | ७५ |
| निश्चय | ७५ |
| गुरुबोध | १० |
| आत्मविश्वास ब्रह्मज्ञान | 0▯ |
| अमृतवर्षा | ४०० |



# પ્રકાશનો

**શ્રી નિસર્ગદત્ત મહારાજ ના નિમ્નલિખિત પુસ્તકો મરાઠી ભાષામાં**

| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| मंतरलेला सत्संग | ४०० |
| दुर्मिळ निरुपणे | २५० |
| साधकांसाठी निसर्गदत्त महाराज | १५० |
| निसर्गदत्त वचनामृत | १५० |
| पहचान )हिन्दी) | १०० |
| विवेक की निरूपण | १५० |
| आत्मज्ञान आणि परमात्मयोग | १५० |
| मी आहे महामंत्र | १०० |
| **अध्यात्मज्ञानाचा योगेश्वर - श्री सिद्धरामेश्वर महाराज** | **७००** |
| **अमृतलय - श्री सिद्धरामेश्वर महाराज** | **४००** |
| पूर्ण - श्री भाईनाथ महाराज यांचे चरित्र आणि शिकवण | ३०० |
| माझ्या सद्गुरूंची अमृतवाणी - श्री रणजीत महाराज यांचे संवाद | ४०० |

**List of Books available in English Language :**

1. **Self Love**
2. **Nothing Is Everything**
3. **Shower of Grace**
4. **The Earliest Discourses**
5. **Master of Self Realization**

આપ ઉપરોક્ત પુસ્તકો શ્રી સચિન ક્ષીરસાગર પાસે થી મેળવી શકો છો. આપણે જોઈતા ગ્રંથોની યાદી તેમને મોકલી આપવાથી ઘર બેઠા કૂરિયરથી મોકલી આપવામાં આવશે.

**શ્રી સચિન ક્ષીરસાગર**

**9890711180, 9028837976**



આપ નીચેની લિન્ક પર જઈ

ગુજરાતી તેમજ અન્ય ભાષાના

પુસ્તકો વિનામુલ્યે ડાઉનલોડ કરી

શકશો.

**Visit for publications details:**

https://sri-nisargadatta-maharaj.blogspot.com/2015/05/marathi-books-nisargadatta-maharaj.html

**નોંધ :- હાલમાં ગુજરાતીમાં શ્રી નિસર્ગદત્ત મહારાજના કોઈ પુસ્તકો પ્રિન્ટ એડિશન માં ઉપલબ્ધ નથી. તેથી સાધકો તેને વિનામુલ્યે ઉપરોક્ત લિંકમાં થી ડાઉનલોડ કરી શકશે.**





# નિશ્ચય

**-શ્રી નિસર્ગદત્ત મહારાજ**

સંકલક-સંપાદક

**સચિન ક્ષીરસાગર**

# શ્રી નિસર્ગદત્ત મહારાજ ના જ્ઞાન ઉદગાર

મૂળ મરાઠી પુસ્તકનાં

સંકલક-સંપાદક

**સચિન ક્ષીરસાગર**

ગુજરાતી અનુવાદક

**ઉદય કુલકર્ણી**



# નિશ્ચય

**વક્તા : પ. પૂ. શ્રી નિસર્ગદત્ત મહારાજના જ્ઞાન ઉદગાર**

**મુળ મરાઠી આવૃત્તિ ના પ્રકાશક :-**

**શ્રી નિસર્ગદત્ત ભક્તિજ્ઞાનકેન્દ્ર**

રણજિતાશ્રમ, નિસર્ગદત્ત નગર,
જગતાપ મળા,
બીટકો કોલોનીની પાછળ,
નાશિક રોડ, નાશિક
મહારાષ્ટ્ર

**અનુવાદક :**

**ઉદય કુલકર્ણી**

મોબાઇલ : ૯૮૯૮૫૮૯૩૩૬

ઈમેલ :
**uday.uday.kulkarni@gmail.com**

**પ્રથમ આવૃત્તિ :**

**૨૫ જુલાઈ, ૨૦૨૧, રવિવાર**

# “શ્રી મહારાજ”

## “નિશ્ચય નું બળ”

શ્રી નિસર્ગદત્ત મહારાજની વિપુલ સાહિત્યની ખાણમાં થી આ ચૂંટેલા જ્ઞાન રત્નો ઈશ્વરના એટલે કે પોતાની જ શોધ કરતાં સાધક મિત્રો આગળ રજૂ કરતાં અમે અત્યંત આનંદિત છીએ. દરેકને રોજનાં ચિંતન માટે એક એવી આખા વર્ષભર ચાલે તેટલા ૩૬૬ અમૃત વચનો ‘નિશ્ચય’ આ વચનસંગ્રહમાં સમાહિત છે.

શ્રી નિસર્ગદત્ત મહારાજનું ‘ચેતના’, ‘ચેતનાને જાણનાર’ તથા ‘વિશુદ્ધ અવસ્થા’ આ વિષયો પરનું સૂત્રબદ્ધ રીતે ઊંડાણમાં વિવરણ આપણાં સૌને અહિયાં ઉપલબ્ધ છે. આ વિવરણોમાં આપણને ભક્તિ, જ્ઞાન, યોગ, કાવ્ય તથા વિચારસૌંદર્ય તેનો મેળાપ જોવા મળશે.



દરેકની ‘ઈશ્વર’ માટેની ચાલતી બાહ્ય શોધ તે એક ભૂલ હોઇ, ‘ઈશ્વર’ એ બહાર કશે નહીં, પરંતુ પોતાના અંદરનો ‘હું છું’ એ જાગૃતિ તે જ ઈશ્વર છે તે વાચકોને હવે અહી ધ્યાનમાં આવશે.

દરેકને ‘ઈશ્વર’ જોઇએ એટલે વાસ્તવિક રીતે તેને પોતાનીજ મુલાકાત જોઈએ, પણ તેની પોતાની જ પોતાના સાથે ન થયેલી મુલાકાત તેને જીવનભર પીડા આપે છે અને દર દર ભટકાવે છે. શોધતા શોધતા તેને ‘તું જ ઈશ્વર છે’ એવું કહેનાર એક વ્યક્તિ મળે છે અને તેના કહેલાં વચનો પર વિશ્વાસ મૂકવાથી પોતે જ પોતાને મળે છે અને કૃતાર્થ થાય છે. તે કૃતાર્થતા વાચકોને અહી સહજતાથી ઉપલબ્ધ થશે.

શ્રી નિસર્ગદત્ત મહારાજ નું સાહિત્ય વાંચતાં વાંચતાં પ્રત્યેકને એક સર્વકાલીન આવેલ અનુભવ એટલે વાંચતી વખતે તેમણે અંદરથી ખુબજ સારું સારું લાગે; કારણકે વાંચતી વખતે

વાંચનારને અંદર 'હું છું' તે જાગૃતિ સ્પષ્ટ થવા લાગે, સ્વચ્છ થવા લાગે છે. કારણ તેને અહિયાં તેની જ માહિતી મળે છે, અને તેની માહિતી માટે તેની ચલાવેલી સાધનારૂપી ખટપટ યોગ્ય માર્ગ પર આવી ને 'તે હું છું' તે ચેતના તેના ઉદગમ સ્થાને પહોચે છે અને ત્યાં સ્થિર થાય છે.

શ્રી મહારાજના આ વિવરણમા 'હું છું' તે ચેતનાના બે ભાગ જોઈ શકશો. એક 'હું છું' તે જાગૃતિ અને બીજી 'હું છું તે જાગૃતિને જાણનાર ચેતના'. 'હું છું' તે જાગૃતિનો બોધ જેમ જેમ સ્થિર થાય તેમ તેમ આપણે ચેતનાના જાણનાર છીએ તે આપણાં ધ્યાન માં આવે છે. 'હું ઈશ્વર છું અને ઈશ્વરને ઓળખનાર તેનાથી અગાઉ નો હું છું – તેનો હું જાણનાર છું' – એજ નિશ્ચય અહિયાં શ્રી મહારાજ વાચકોને આપે છે.

શ્રી મહારાજના વિવરણોમાં એક વિશેષતા એ છે કે શ્રી મહારાજ માત્ર 'ચેતના' અને 'ચેતનાને જાણનાર' આ



વિષય પર જ બોલે છે. કેવી રીતે વર્તવું, કર્મ કેવી રીતે કરવા, વ્યવહારની વર્તણુકના નિયમ વગેરે શ્રી મહારાજ નિર્દેશિત કરતાં નથી. તમે કેવા ઈશ્વર છો અને તેને પણ તમે જાણનારા ઓળખનારા કેવા છો એટલું જ તે કહે છે. બોલતા બોલતા તેઓ સાંભળનારાને એવો ધક્કો આપે છે કે સાંભળનારને તે ધક્કો વારંવાર મળે તેવી લાગણી ઉત્પન્ન થાય છે. કારણકે એમાં જીવનું મરણ છે, મુક્તિ છે એવું અનાયાસે જ તેના ધ્યાનમાં આવે છે અને વાંચતી વખતે જ તેની એક પ્રકારની માર્ગ પરની યાત્રા શરૂ થઈ જાય છે અને 'હું જ બ્રહ્મ છું' તેવો બોધ થાય છે. આજ સ્વરૂપનિશ્ચય પ્રત્યેકને લાભે એવું શ્રી મહારાજ એમની દેશના દ્વારા કહેવા માંગે છે.

શ્રી મહારાજના બોલવામાં એક પ્રકારની સહજ સુંદરતા છે. શ્રી મહારાજ કહે છે, "સૂર્ય ભલે ગમે તેટલો તમારાથી દૂર હોય પણ તમારી દ્રષ્ટિ

તેના સુધી પહોચે છે એટલે તમારી અંદર જ ચેતના છે તે કેટલી વ્યાપક છે તે જો". આગળ એક ઠેકાણે શ્રી મહારાજ કહે છે, "તમારું નામ તોયે શું છે ? તમારી માતાએ આપેલી/રચેલી કવિતા છે તે". આપણાં લૌકિક જીવનમાં નું નામ તે આપણી માતાએ રચેલ કવિતા છે અને તે કવિતાને આપણે જપવી જોઈએ, તે નામ આપણે રાખવું જોઈએ આ તેનો એક અર્થ.

અધ્યાત્મિક જીવનમાં પણ સદગુરુ આપણને એક નામ આપે છે; 'તું પરબ્રહ્મ છે' તે જ નામ, તે જ નિશ્ચય તું લે અને તે જ નિશ્ચય તું દ્રઢ કર, આ બીજો અર્થ. આજ નિશ્ચય વધારતા રહેવું તે ભક્તિ, સાચવી રાખવું તે તપ અને તે નિશ્ચયની જીવનયાત્રામાં ચાલતા રહેવું તે જ પરમાર્થ છે.

આ વચનામૃતોમાં માત્ર અધ્યાત્મિક પરમાર્થિક વચનો જ નથી પરંતુ દૈનિક જીવનમાં ઉપયોગી થાય તેવા વચનો પણ છે. જીવન જીવવાની પૂર્ણ કળા-પ્રેરણા તેમાથી આપ સૌ ને અવશ્ય મળશે.



ઉદાહરણ તરીકે કેટલાક વાક્યો જેવા કે –

- બીજામાં પરીવર્તન લાવવું જરૂરી નથી, તેવું કરવું શક્ય પણ નથી, પણ તમે પોતાને બદલી શકો.
- જીવન આવે તેવું સ્વીકારો, પછી તે તમને ઈશ્વરીય કૃપા જેવુ લાગશે.
- સાચું સુખ પરિસ્થિતી પર અવલંબિત નથી હોતું ...વગેરે

બહારની કોઈપણ વાત વ્યક્તિને બાંધી શક્તી નથી. વ્યક્તિની ઈચ્છાઓ જ તેને બંધનયુક્ત કરે છે એમ કહેતા શ્રી મહારાજ કહે છે, "બાહ્ય જગતે તમારા પર કેટલા અંશે પોતાની સત્તા ગજાવવી તે તમારા હાથ માં છે." બધુ જ કઈ આપણાં જ હાથમાં છે. પૂર્ણ જગત સારું જ છે. તેઓ આપના પર ગમે તેટલી બળજબરી કરે તો પણ આપની શાંતિ-જ્ઞાનનિશ્ચય અબાધિત રાખવો તે

આપણાં હાથમાં છે. અને તે આપણે સતત કરવાનું છે.

મરાઠીમાં શ્રી તુકારામ મહારાજ કહે છે – "નિશ્ચયાચે બલ, તુકા મનહે હે ચી ફલ' એટલે કોઈપણ વ્યક્તિને નિશ્ચયબળ પ્રાપ્ત થાય તે જ સાધનાનું ફળ છે.

જ્યારે શ્રી સમર્થ નું વચન છે – "આત્મસ્થિતિ નિશ્ચયાચિ, હે ચી દશા મોક્ષશ્રી ચી. અહમ આત્મા હે કધિ હી વિસરું નયે." એટલે જે પણ નિશ્ચયની આત્મસ્થિતિમાં ગળાડૂબ રહે તે જ મોક્ષની દશા છે. હું આત્મા છું એવું ક્યારેય ન ભૂલવું. ઉપરોક્ત સંતોની વાતો અહિયાં શ્રી નિસર્ગદત્ત મહારાજની એક અલગ જ અને સ્વતંત્ર શૈલીમાં આપણને અહી જોવા મળનાર છે.

શ્રી મહારાજ ની દેશના એકદમ સટીક છે. તેઓ કાયમ કહેતા, "શ્રી કૃષ્ણ પરમાત્મા તરીકે જીવી ગયેલ



ચેતના અને તમારી ચેતના એક જ છે. બરોબર તે અને તે જ". ક્યારેક જમણા હાથની ચપટી વગાડી હાથ આગળ કરી અને આંખો મીચી મહારાજ કહે છે કે – "આ જે તમારા બારીક, અતિ બારીક વાળના પણ હજારમાં ભાગ જેટલી સૂક્ષ્મ ચેતના રહેલી છે, તેની તરફ ધ્યાન કેન્દ્રિત કરો. તે જ શ્રીસદ્ગુરુચરણ છે. તેનું સેવન કરો. તે જ વપરાશમાં લ્યો. તે જ મૂળ વિચાર. ઈતર વિચારોની પાછળ ના પડતાં. આ એક જ વિચારને, અમે આપેલા નામ ને – માફીનો સાક્ષીદાર બનાવો. પછી તે તમને બધુ કઈ કહેશે." તે કયારેક ભક્તો તરફ આંગળી ચીંધી અત્યંત આર્દ્રતાથી પૂછતાં હોય છે કે "અરે, વિશ્વ તમારા પર અવલંબિત છે કે તમે વિશ્વ પર ? તમારો અંતિમ ક્ષણ તરીકે તમે જેને સમજો છો તેનો લોપ એટલે કે તમારું મરણ કે પરિપૂર્ણતા ? તો

હજુ સુધી દેહબુધ્દ્ધિ કેમ છૂટતી નથી ?”.

શ્રી મહારાજએ એક અધ્યાત્મિક આશ્ચર્ય જ છે. તેમની જ્ઞાનચર્ચા સાંભળીને આપણને અન્ય ઠેકાણે ના સમજાયેલ અધ્યાત્મિક વિષય અહી ‘સર્વત્ર ઈશ્વર છે’ તે તરફ વલણ લે છે. શ્રી મહારાજ કહે છે “ફૂલદાનીમાં સુકાયેલ તાજા ફૂલ જ્યાં સુધી સંપૂર્ણપણે કરમાયા વગર હું ક્યારેય તેને ફેંકી દેતો નથી. તે પ્રત્યક્ષદર્શન છે મારા સ્વાદનું (અસ્તિત્વનું). આ લીલુંછમ ઘાસ (ફૂલદાનીમાં રહેલા લીલા ઘાસ તરફ જોઈને) મને ઘણું પ્રિય છે. તે આત્માની ભીનાશ છે.”

શ્રી નિસર્ગદત્ત મહારાજના નામ માનું ‘દત્ત’એટલે ‘પ્રત્યક્ષ’ એટલી જ ભાવના છે, દત્તમુર્તિની નહીં. નિસર્ગમાં બધી જ તરફ શું છે ? તો ‘પરબ્રહ્મ’છે, એટલોજ શ્રી મહારાજના નામ નો અર્થ છે.



શ્રી મહારાજના વિવરણમા ગણપતિ એટલે એકોહમ ના અગાઉનો એવો અર્થ છે. શ્રી મહારાજ કહે છે “અરે, ગુરુએ જે કહ્યું તેનો વિવેક ન કરતાં માત્ર શબ્દ પકડીને બેસવું તે શું જ્ઞાન છે ?”. તમને કહેલાં શબ્દોનો તેમણે અભિપ્રેત થયેલ અર્થ અને આપણને સમજાયેલ અર્થ શું ચકાસી લેવો ન જોઈએ ? તેવું કરવું એ જ વિવેક છે. અન્યથા શું ? આવ્યા તેવા ગયા.

સદગુરુની યોજના તે સંસારમાં ના સમારકામ કરતાં નથી પરંતુ જ્ઞાનના યોગ્ય સમજ માટે છે, તે સ્પષ્ટ થવું બહુ જરૂરી છે. તો જ સાચો પરમાર્થ સમજાશે અને યોગ્ય સમજણ પ્રમાણે વર્તન કરતાં આવડશે. પોતાના પ્રશ્નો મહારાજ આગળ મુક્તા સર્વ જ્ઞાનપિપાસુઓ ને માત્ર એક જ જવાબ “અમારી પાસે આવી ને જેણે પોતાનો પૂર્ણ વિચાર કર્યો છે તેને ચિંતા કરવાનો સમય આવશે નહીં, અને જો ચિંતા કરવાની થશે તો તે કાળ (સમય) કરતો

રહેશે."  તેવું જ શ્રી મહારાજ કહે છે કે "અહી પરબ્રહ્મ ગુંચવાયેલ  બ્રહ્મ ને જ્ઞાન આપે છે.  હું એક વ્યક્તિ, વ્યક્તિને જ્ઞાન આપતો નથી.  હું એક શુધ્ધ ચૈતન્ય સાથે બોલું છું પણ તમે એક વ્યક્તિ તરીકે તે સાંભળો છો એટલે તે સમજાતું નથી.  હું ચેતનાને સંભળાવું છું, તમારા દેહ ને નહીં.  ચેતના જો નહીં હોય તો મડદાને કોણ સંભળાવશે ?  અહી ચેતના જ ચેતનાને ચેતનાની માહિતી સમજાવે છે."

શ્રી મહારાજને પુછવામાં આવતા પ્રશ્નો તેમણે તેમના સ્વરૂપ પર કરવામાં આવેલ ખોટા આરોપ ની જેમ લાગે છે અને તે પોતાની ઉપર લાગેલા આરોપો ને તેને ઉત્તર આપી વખોડી કાઢે છે.  તેમના જવાબમાં પોતાના ઉપર મરણનો દોષ (આરોપ) લાગ્યો હોય તે વખોડી કાઢવો જોઈએ તે બાબત પર તેઓ ભાર આપે છે.

શ્રી મહારાજની પોતાની કોઈ જ ઈચ્છા કે અપેક્ષા નથી અને તેમની પાસે આવનાર પાસે પણ તેઓ એવી જ રીતે



વર્તે છે. તે કહે છે,"તમે પોતે કેવા છો આ બાબતની ખાતરી/ચોકસાઇ કર્યા સિવાય અહિયાં કશું લાવશો નહીં. જ્ઞાન થયા પછી કશું પણ લાવશો તો ચાલશે, તે ઓછું જ પડશે.  તમને પોતાની કિમત સામે જગતની કિમત તણખલા સમાન છે તેવું જ્યારે સમજાશે ત્યારે ગમે તેટલી વસ્તુઓ લઈને આવો."  એક વખત એક ભક્તે શ્રી મહારાજ પાસે થી નામ-મંત્ર ગ્રહણ કર્યા બાદ મહારાજશ્રી શ્રીફળ અને દક્ષિણા અર્પણ કર્યા.  આ ઘટના પર પ્રત્યાઘાત આપતા શ્રી મહારાજ કહે, "અરે હું શું ઉપાધ્યાય છું ? શ્રીફળ અને દક્ષિણા લેવા માટે, તે તેઓનો ધંધો છે.  તે મારો ધંધો નથી.  તો મારો ધંધો શું છે ?  મારી પાસે આવેલ ને એષણામુક્ત કરવા તે જ અમારો ધંધો છે."

શ્રી મહારાજ નું કહેલું કાળજીપૂર્વક સાંભળવું અને તે પ્રમાણે જ વર્તવું એટલુજ 'અહી' કરવાનું છે.

"'(ચેતનામાં સ્થિત)' શાંત રહીને પરમાત્માનું સેવન કરવું એ ક્રિયા કોઈને પણ ગમતી નથી. તેના થી ઊલટું – બહિર્ભાવ – પછી તે પરોપકાર ભાવે કેમ ના હોય - સાવરણું લઈ ને વાળવું – એવું ગમે અથવા તો સેવાના આવરણ તળે ખાલી કોઈ કર્મ કરવા ગમે" તેનો મહારાજના શબ્દોમાં અર્થ જોઈએ તો એવો થાય કે, "ચેતનામાં શાંત/સ્થિર નહીં રહી શકતા વ્યક્તિઓ ને ક્રિયા-કર્મકાંડની પછેડી ઓઢી લેવી પડે છે. એકાંતમાં બેસીને પોતાની તરફ જોતાં બેસવું, પોતાને સામે જવું તે મોટા માં મોટું ધૈર્ય છે." તે ફાવતું નથી એટલે સેવાના આવરણ હેઠળ સાધક બાહ્ય ક્રિયા માં લિપ્ત રહે છે.

શ્રી મહારાજના આ વિચારો સર્વાંગ એક સાથે ના વાંચતા થોડા થોડા સમયે રોકાઈ જવું આવશ્યક છે. તે વિચારોના અર્થના ઉદગમસ્થાન સુધી, શાંત તળિયા સુધી જવું અપેક્ષિત છે.



તો જ તે વિચાર વાંચનારની ચેતનાને ચેતનાના જાણનારા તરફ ખેચાણ વધશે.

"હું જ્ઞાનસ્વરૂપ છું" આ યોગ્યતાનો નિશ્ચય કોઈપણ પરિસ્થિતીમાં પડવો/તૂટવો ન જોઈએ" આજ નિશ્ચયની સિધ્ધિ માટે આપણે અહિયાં બધા આવ્યા છીએ. એકાદ સિધ્ધહસ્ત ગાયકના ઘર માનું એક નાનકડું બાળક આશ્ચર્યકારક રીતે સુરેખ અને સુમધુર ગાય. તેવી રીતના જ શ્રી મહારાજ ના ઘર ની આંગણવાડીમાં શિખતો નાનકડો પૌત્ર પણ પોતાની માતાને તાકીદ કરતો હોય, "તું મને મારીશ નહીં, હું બ્રહ્મ છું." આવોજ નિશ્ચય આપણાં સૌ નો થાય તેવી શ્રી મહારાજ ચરણે વિનમ્ર પ્રાર્થના.

સચિન ક્ષીરસાગર
પૂણે

# શ્રી નિસર્ગદત્ત મહારાજ નો અલ્પ પરિચય

**નામ** : **શ્રી મારુતિરાવ શિવરામપંત કાંબલી**

**ધારણ કરેલ નામ** : **"નિસર્ગદત્ત"**

**જન્મ** : **ચૈત્ર પુર્ણિમા, સવાર નો સમય, ૧૮૯૭ ની સાલ, હનુમાન જયંતિ**

**જન્મ સ્થળ** : **કાંવલગાવ, જિલ્લા-સિંધુદુર્ગ**

**સદગુરુ** : **શ્રી સિધ્ધરામેશ્વર મહારાજ, પાથરી, સોલાપુર, મહારાષ્ટ્ર**

**મુખ્ય ગ્રંથ** : **અનેકાં સાધકો સાથે થયેલ સુખસંવાદની મૂળ મરાઠી પ્રવચનોના રેકોર્ડિંગ માંથી**

**અનુવાદિત ગ્રંથ** : **'I am That' અંગ્રેજી માં સર્વપ્રથમ. આ ગ્રંથ ના વિશ્વ ની વિવિધ ૧૮ ભાષાઓમાં તથા ૩ ભારતીય ભાષાઓમાં**

**મુખ્ય ઉપદેશ** : **'હું છું' તે ચેતના પર ધ્યાન રાખવું અને 'હું છું' તે ચેતનાનો પણ 'હું જાણકાર છું' તે ઓળખવું .**

**સમાધિ** : **તા. ૮ સપ્ટેમ્બર, ૧૯૮૧, ભાદરવો સુદ નવમી (ગૌરી વિસર્જન), સાંજે ૭.૩૦ વાગે.**



# અનુવાદક નું મનોગત

શ્રી નિસર્ગદત્ત મહારાજનું આ પુસ્તક આપણાં ગુજરાતી સાધકો સમક્ષ મૂકતાં અત્યંત આનંદ ની લાગણી અનુભવું છું.

અત્યાર સુધી ગુજરાતીમાં 'આત્મબોધ' કે જે શ્રી નિસર્ગદત્ત મહારાજની જગ વિખ્યાત પુસ્તક 'સુખ સંવાદ' નું ભાષાંતર આપણાં વિદ્વાન શ્રી માવજીભાઇ સાવલા તથા શ્રી જયરામભાઈ ઠક્કર એ કરેલ તેના સિવાય શ્રી નિસર્ગદત્ત મહારાજ નું અન્ય કોઈ સાહિત્ય ગુજરાતીમાં ઉપલબ્ધ નહોતું. તે પુસ્તક પણ હાલમાં આઉટ ઓફ પ્રિન્ટ હોઈ સાધકો પાસે મહારાજના વિશાળ જ્ઞાન સાગર રૂપી ઉપલબ્ધ સાહિત્ય થકી માર્ગદર્શન મેળવવા માટે એક સીમિત સામગ્રી ઉપલબ્ધ હતી.

ઘણા વર્ષો પહેલા શ્રી સચિન ક્ષીરસાગર સાથે તેમના ઘરે તેમની પ્રથમ મુલાકાત દરમ્યાન તેમણે આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર આહ્વાન કર્યું. અમે પણ તે આહ્વાન સહર્ષતા થી સ્વીકારીને તે કાર્ય ચાલુ કર્યું. બાદમાં અમુક મરાઠી શબ્દોના અર્થોમાં ગૂંચવાડો ઊભો થતાં તે કાર્ય ખોડંગાતું રહ્યું. અમારું માનવું હતું કે

શબ્દોનો યોગ્ય અર્થ વગર તે ભાષાંતર અધૂરું જ હોય.

ગત દિવાળીની આસપાસ જ શ્રી સચિન ક્ષીરસાગરજી નો ફોને આવ્યો અને તેમણે જે ગૂંચવણો હતી તેનું નિરાકરણ કર્યું અને એક નવીન અને અનેરો ઉત્સાહ પ્રેરી આ પુસ્તકનું ભાષાંતર પૂરું કરવા આહ્વાન કર્યું. એક નવીન અનુભવ થયો કે જે પુસ્તક ચાર વર્ષમાં પૂરું ના કરી શક્યો તે માત્ર દસ દિવસમાં પૂર્ણ કરી સંપૂર્ણ પુસ્તક સ્વરૂપે તૈયાર કર્યું. આ પૂર્ણ કાર્ય ને યશ આપવામાં શ્રી નિસર્ગદત્ત મહારાજે શ્રી સચિનજી ને માધ્યમ બનાવી મને પ્રેરિત કર્યો અને આ કાર્ય મારી પાસે પૂર્ણ કરાવ્યુ.

આ કેવળ શ્રી નિસર્ગદત્ત મહારાજની કૃપા અને આશીર્વાદ થકી જ શક્ય બની શક્યું છે.

એક વાર જેવુ આ પુસ્તકનો અનુવાદ પૂર્ણ થયો ને તરત જ એ સાથે શ્રી નિસર્ગદત્ત મહારાજના અન્ય સાહિત્યના અનુવાદ માટે ના દ્વાર ઉઘડી ગયા હોય તેમ અન્ય પુસ્તકોના અનુવાદો પણ ગુજરાતીમાં ઉપલબ્ધ કરાવવા માટે ની ઉર્જા જાણે કે ઉતરી હોય તેમ એક પછી



એક અન્ય ચાર પુસ્તકોના પણ ગુજરાતી માં અનુવાદો થઈ ગયા.

આ પુસ્તકનાં અનુવાદ ને ભાષાકીય દ્રષ્ટિએ ચકાસવા માટે મુરબ્બી શ્રી નિલેષભાઇ થાનકી, પૂર્વ મુદ્રણ અધિકારી, ગુજરાત સરકાર નો હું ખૂબ ખૂબ આભારી રહીશ.

આ સાથે હું શ્રી સચિન ક્ષીરસાગર, શ્રી ભરત શિંપી (જલગાંવ) , શ્રી શ્યામ કોરડે (વડોદરા) કે જેમને પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે આ પુસ્તકને પૂર્ણ કરવામાં મદદરૂપ થયા તે બદલ હું તેમનો ઋણી છું.

આ પવિત્ર સેવા કાર્ય મારી પાસે થી કરાવી લેવા માટે હું શ્રી નિસર્ગદત્ત મહારાજનો સદાય ઋણી રહીશ.

**ઉદય કુલકર્ણી**
**ભરુચ, ગુજરાત.**
**મોબાઇલ : ૯૮૯૮૫૮૯૩૩૬**
**તા. ૦૨.૦૧.૨૦૨૧**

# નિશ્ચય



## ૧

**સંત એટલે શાંત, હું જ્ઞાની છું એવી કલ્પના સુદ્ધાં નહીં.**

## ૨

**સાંભળવું (શ્રવણ) એટલે તે પ્રમાણે નું આચરણ.**



## ૩

**સંસારત્યાગ કરવાનો નથી પણ આપણી અયોગ્ય બુદ્ધિનો ત્યાગ કરવાનો છે.**

**૪**

**વસ્તુ હોય પણ તેનો ઉપયોગ કરવાની ઈચ્છા ન થાય, તે ખરું વૈરાગ્ય.**



**૫**

**બીજાનો વિચાર ન કરશો, માત્ર પોતાનો જ પીછો કરો.**

## ૬

**સૌ માં પવિત્ર વસ્તુ તે**

**આપણે છીએ તે જ્ઞાન.**



## ૭

**તમારી ભૂલોમાં થી**

**શીખો અને તેનું  ફરીથી**

**પુનરાવર્તન ના થાય**

**તેની કાળજી લ્યો.**

## ૮

**માનસિક અને ભાવનાત્મક દ્રષ્ટિએ પોતાને વ્યવસ્થિત સુધારો.**



## ૯

**પ્રત્યેકને પોતાના સ્વભાવ પ્રમાણે વરતવા દો.**

**૧૦**

**ઈચ્છાઓ ના કારણે તમે સુખદુ:ખમય જગતનું નિર્માણ કર્યું છે.**



**૧૧**

**આપણી કલ્પનાઓ સિવાય કોઈજ આપણ ને દુ:ખ(ત્રાસ) આપી શકતું નથી.**

## ૧૨

**પોતાને અને અન્યોને**

**દુખવવાનું બંધ કરો.**

**દુ:ખભોગ રોકો અને**

**જાગ્રત થાવ.**



## ૧૩

**પથ્થર સુદ્ધાં ચેતન અને**

**સજીવ હોય છે.**

## ૧૪

**જ્ઞાની કોઈ પણ સાથે**
**સ્પર્ધા કરતો નથી.**



## ૧૫

**મને કશા ની જરૂર**
**નથી; હું પૂર્ણ છું એ**
**ભાવનામાં જ રમો.**

**૧૬**

**કોઈપણ ગરજ એટલે ભિખારીપણું/રંકપણું. તે રંકપણું આવ્યું છે આપણી સ્વરૂપ વિસ્મૃતિના કારણે.**



**૧૭**

**કલ્પના અને કામના (ઈચ્છાઓ) પૂરી થતાં જ સંસાર પણ પૂરો થાય છે.**

## ૧૮

**પ્રેમ આળસી નથી હોતો.**



## ૧૯

**જીવન જેમ છે તેમ સ્વીકારો, પછી તે તમને ઈશ્વરકૃપા છે તેમ લાગશે.**

**૨૦**

**સત્ય અને પ્રેમ એ મનુષ્યોનો ખરો સ્વભાવ છે.**



**૨૧**

**પોતાને હિન દ્રષ્ટિ થી જોનાર મનુષ્ય પોતાના પર અથવા અન્યો પર વિશ્વાસ કરી શકતો નથી.**

## **૨૨**

**વાસનાઓ ને કારણે**

**સંસાર સત્ય લાગે છે.**

**(ભાસે છે)**



## **૨૩**

**જે બધુ તમને પરાધીન**

**બનાવે છે તે સૌ કાઈ થી**

**સાવધ રહો.**

## ૨૪

**લોકો પરમાર્થ માટે આમ તેમ ફરે છે, તે નક્કર ગાંડપણ જ છે.**



## ૨૫

**તમે પરમાર્થ માનો કે ન માનો, સાકારનું નિરાકાર થશે જ.**

## ૨૬

## શાંતિ ટકવી જોઈએ.



## ૨૭

## આત્મવિશ્વાસનો ભંગ ન કરશો.

## ૨૮

**આળસને નિજસમાધિ**

**ન માનશો.**



## ૨૯

**જગતની વિવિધ**
**આકર્ષક વસ્તુઓ,**
**પોતાનું શરીર અને આ**
**બાબતો પ્રત્યે**
**પોતીકાપણાનો ભાવ,**
**એ દરેક વ્યક્તિએ જાતે**
**જ ઓળખવાનો છે અને**
**તેને દૂર કરવાનો છે.**

## ૩૦

**વિશ્વમાં ગમે ત્યાં જાઓ, ગમે તેને મળો, પરંતુ તમારી ઈચ્છાઓ (કામનાઓ) ને તાબે ન થશો.**



## ૩૧

**જગતમાં કોઈનાથી યે વિરોધ ના કરતાં.**

## ૩૨

**જ્યાં માન-સમ્માનની ઈચ્છા હોય ત્યાં ઘોર અજ્ઞાન સમજવું.**



## ૩૩

**હું જ્ઞાની છું, ભક્ત છું, તેવી નાસમજ ન રાખવી.**

## ૩૪

હવે હું ભગવાન (ઈશ્વર) નું ધ્યાન ધરું છું એવી કલ્પના પણ ઉઠવા ના દેશો.



## ૩૫

ભયને કારણે, આપણાં હોવાપણાં નો અભાવ સાલવાની શક્યતા છે.

## ૩૬

**આપણાં હોવાપણાંની મીઠી અનુભૂતિ ને વિચારરહિત રાખો.**



## ૩૭

**જેટલું નિ:શબ્દ રહી શકાય તેટલું રહો. (શક્ય તેટલું નિ:શબ્દ રહો.)**

## ૩૮

**મનનો અને કલ્પનાનો**
**જેને વિક્ષેપ (ખલેલ) નાં**
**પહોચે તે પૂર્ણપુરુષ.**



## ૩૯

**જેને પોતાના અસ્તિત્વનું**
**વિસ્મરણ થાય, તેને**
**પાપ, પુણ્ય કે મરણ કઈ**
**જ ના સ્પર્શે.**

## ૪૦

વિવિધ મંદિરોમાં

સ્થાપિત દેવી-દેવતાઓ

અને તમારા

હૃદયમંદિરમાં રહેલ દેવ

ભિન્ન નથી, પરંતુ એકજ

છે તેવો નિશ્ચયભાવ દ્રઢ

થવા દ્યો.



## ૪૧

દુ:ખોની નિવૃત્તિ કરવા

માટે વૃત્તિની સમાપ્તિ

થવી અતિયાવશ્યક છે.

## ૪૨

## દેહની સ્મૃતિ હોય ત્યાં સુધીજ ભય.



## ૪૩

## ‘સર્વ આપણેજ છીએ’ તો ભય શાનો ?

**૪૪**

**તમારો આંતર્નાદ પ્રચંડ હશે તો તમારી ચેતનાજ (આંતરિક) તમને યોગ્ય માર્ગ બતાવશે.**



**૪૫**

**તમારો નિશ્ચય જેટલો ગાઢ થયો હશે, તેટલીજ યોગ્યતા થી તમે સામર્થ્યવાન થશો.**

## ૪૬

મનનો અર્થ સ્વીકાર્યો

નહીં તો ?  વાસ્તવિકતા

માં કોઈને જ કોઈનાથી

બંધન નથી.



## ૪૭

ચેતના એજ ઈશ્વર છે

એવો દ્રઢ નિશ્ચય કરો

અને તેને જાણી

(ઓળખી) લ્યો.

## ૪૮

**શુધ્ધ ચેતના ક્યારેય વિરોધ કરતી નથી.**



## ૪૯

**કશું પણ કરો પરંતુ શુધ્ધ ચેતના થઈને રહો.**

## ૫૦

**દેહ સાથે ની એકરૂપતા**
**જ નવી નવી ઈચ્છાઓ**
**નિર્માણ કરે છે.**



## ૫૧

**પોતાની શોધ કરો; પછી**
**દરેક બાબતો**
**આપોઆપ સુવ્યવસ્થિત**
**થવા લાગશે.**

## ૫૨

**ચેતના એ સર્વશ્રેષ્ઠ ચિત્રકાર છે. સંપૂર્ણ જગત તેનું ચિત્ર છે.**



## ૫૩

**આત્મવિકસિત માનવ**

**એટલે**

**જ ઈશ્વર.**

# ૫૪

કર્મ અને જ્ઞાન, એક
બીજાના હાથ માં હાથ
પરોવી એક સાથે જ
હોવા જોઇયે.



# ૫૫

કોઈને ફસાવશો નહિ,
દુ:ખવશો નહિ. તમારા
વિશ્વાસ પ્રમાણે વર્તો
અને જે કરો છો તેના પર
વિશ્વાસ રાખો.

## ૫૬

**શ્રદ્ધા ડગમગી એટલે બધો ગોટાળો ઉત્પન્ન થાય છે.**



## ૫૭

**સાચું સુખ પરિસ્થિતી પર આધારિત નથી.**

## ૫૮

**નાનકડી જરૂરિયાત**

**એટલે  અપૂર્ણતાજ છે.**



## ૫૯

**Prestige (પ્રતિષ્ઠા) અને**

**Dignity (ગૌરવ) વગેરે**

**વૃત્તિનો જ ધર્મ છે.**

## ૬૦

**ઈશ્વર ચેતના ની**

**હાજરીમાં જ દ્રષ્ટિગોચર**

**થાય.**



## ૬૧

**અન્યો સાથે આપણને**

**ફાવતું નથી, આ**

**દ્રેષભાવ સ્વભાવમાં થી**

**નિર્મૂળ થવો જોઈએ.**

## ૬૨

**જ્ઞાનીનું (જ્ઞાની વ્યક્તિનું) મન વ્યક્તિગત (વ્યક્તિમન) નથી હોતું, તે વિશ્વગત (વિશ્વમન) હોય છે.**



## ૬૩

**કોઈપણ કાર્યમાં 'પરંતુ' આ શબ્દ આવે એટલે તે કાર્યમાં અવરોધ ઉત્પન્ન થાય છે. ઉત્તમ ભક્તને 'પરંતુ' શબ્દની કોઈ જરૂર જ નથી.**

## ૬૪

જપ, તપ, ગણતરી

એટલે ભક્તિ નથી.

ભક્તને માત્ર એકજ

જ્ઞાન,'આપણાં

હોવાપણાં નું  જ્ઞાન'.



## ૬૫

પરમાત્મબુદ્ધિ રાખવી

પણ 'તે' પરમાત્મા છે

એવી બુદ્ધિ ન રાખવી.

## ૬૬

**‘હું નિર્મળ છું’ એવી ધારણાથી રહો.**



## ૬૭

**ના ગમ્યું તો છોડી દ્યો; પણ ગુરુ આ બે અક્ષરોની નિંદા ક્યારેય ના કરશો.**

## ૬૮

**જ્યારે પોતાને ભુલશો ત્યારેજ ખરો વિરામ મળશે.**



## ૬૯

**જગતની ભક્તિ માત્ર ઉદરપૂર્તિ જ છે; આવા ભક્તો/ભક્ત પોતાનો 'પોતેજ' સ્વયંનો 'સ્વયં' પરમાત્મા થતો નથી.**

## ૭૦

**અગરબત્તીમાં – સળી એ જ દેહ.  તેમાં અગ્નિ છે અને ધુમાડો તે પ્રાણ છે અને સુગંધ એ જ ચેતના છે.**



## ૭૧

**વ્યવહારમાં વૈરાગી છું તેમ કહી કોઈ પણ કાપકૂપ કરશો નહીં.**

## ૭૨

**આપણાં હોવાપણાની જે ઓળખ છે તેને જે ક્યારેય ભૂલતો નથી તે જ ભક્ત છે.**



## ૭૩

**જે થશે તેવું થાવો, આત્મનિશ્ચય દ્રઢ કરતાં જાવ.**

## ૭૪

**તમારા મનમાં ઉદ્વેગ થાય છે ? તો તેનો સાક્ષી ‘સ્વ’ છે, તેને પકડી રાખો. તે જ નિવારણ કરશે. કોઈ બીજા પાસે જવાની જરૂર નથી.**



## ૭૫

**નિ:શબ્દ જ રહેવું જોઈએ. એટલેજ નિર્વિચાર થવું જ રહ્યું.**

## ૭૬

**કર્મકાંડો એ વૃત્તિની નીપજ છે. તેનાથી સ્વરૂપ પ્રાપ્તિ શક્ય નથી.**



## ૭૭

**‘હું છું ‘ એ અનુભવ પચાવતા આવડવો જોઈએ, નહિતર શું અર્થ છે એ જીવનનો ?**

## ૭૮

**આત્મજ્ઞ થાવ, શબ્દ્જ્ઞ શા માટે થાવ છો ?**



## ૭૯

**'હું કોણ છું ?' કરતાં 'હું શું છું' તે ઓળખવું વધુ મહત્વનું છે.**

## ૮૦

**માનવહૃદય તે**

**ઈશ્વરહૃદય છે.**



## ૮૧

**ધ્યેય પ્રત્યે સંપૂર્ણ**
**સમર્પણ અને અભ્યાસ**
**પ્રત્યેની પ્રમાણિકતા જ**
**તમને તમારા ધ્યેય સુધી**
**પહોચાડશે.**

## ૮૨

**દેહમાં તું છે તો પણ શું ?**

**એટલું જો, પછી જ બધા**

**સાંસારિક વિચારો**

**અટકશે.**



## ૮૩

**દ્વૈતભાવ નો લોપ એટલે**
**જ પ્રેમ.**

## ૮૪

દેહમાં જ્યારે મન નું
મરણ થાય ત્યારે જ
જ્ઞાન નો જન્મ થાય.



## ૮૫

જાગો અને ચેતનાની
પેલે પાર જાઓ, સ્વના
અર્થથી જીવો.

## ૮૬

**જીજ્વીષાથી જ મુક્તિ મળે છે નહીં કે સિદ્ધાંતોથી.**



## ૮૭

**‘હું છું’ તે નિશ્ચિત છે. ‘હું અમુક છું’ તે નિશ્ચિત નથી.**

## ૮૮

**તમારું નામ શું છે ? તે મા એ રચેલ કાવ્ય છે.**



## ૮૯

**મન સામાન્યત સ્થગિત (શાંત) હોવું જોઈએ. સતત સક્રિયતા એ રોગીષ્ઠ અવસ્થા છે.**

## ૯૦

**જો તમારું નિરીક્ષણ ઊંડાણમાં સ્થિર ઉગમ તરફ સતત વળેલું રહેશે તો ધીરે ધીરે ઉગમ તરફ જશો અને અકસ્માતે ઉગમ જ બનશો.**



## ૯૧

**ખરા સુખને કારણ નથી હોતું અને જેને કારણ નથી હોતું તે સ્થિર હોય છે.**

## ૯૨

**નૈસર્ગિક, સહજ અને ઉત્સાહપૂર્વક જીવન જીવવું આવશ્યક છે.**



## ૯૩

**પરમાર્થજ્ઞાન થી સંસાર સરળ થાય છે.**

## ૯૪

**તે દરેક થી સાવધાન રહો જે તમને પરાધીન બનાવે છે.**



## ૯૫

**પોતાના વિચાર, ભાવના, શબ્દો અને ક્રિયાઓ નું સાવધપણે નિરીક્ષણ કરો.  આવા નિરીક્ષણ ની પ્રક્રિયાથી જ તમારી દ્રષ્ટિ નિર્દોષ થશે.**

## ૯૬

સ્થિર કૃતજ્ઞતા, વિશ્વાસ
અને શુભ આશા એના
થી જ દેવત્વ પર સહજ
માત કરી શકાય છે.



## ૯૭

સુખોની ઈચ્છા ત્યાગો,
પછી દુ:ખ શું છે એ પણ
તમને જણાશે નહીં.

## ૯૮

સવારે દેહ ની યાદ આવે
તેની અગાઉ જે
અકળપણે પોતાનું
હોવાપણું જણાયું તે જ
ભક્તિનું રહસ્ય  છે.



## ૯૯

પોતાનીજ કલ્પનાઓથી
પોતાને ગળે ફાંસો ખાઈ
વ્યક્તિ ટિંગાઈ જાય છે.

**૧૦૦**

**હરિકથા એટલે**

**આત્મકથા એટલે**

**આપણી જ હકીકત.**



**૧૦૧**

**પરમાર્થ એટલે પોતાનો**

**જ અર્થ.**

## ૧૦૨

હું હોશિયાર અને મને કાઈક સમજાયું આવું જરા પણ અભિમાન આવે તો તે પોતાના સ્વરૂપને પામી શકે નહીં. પોતાના સ્વરૂપમાં ડૂબી શકે નહીં.



## ૧૦૩

સદાસર્વદા તમે કેવું જીવો છો, એનું કથન એટલે જ નિરૂપણ.

## ૧૦૪

**સ્વસ્થ અને અલિપ્ત રહેવું – પોતાના વિષેની બધી જ ચિંતાઓ, સ્વાર્થી વિચારોથી, એ જ મુક્તિની અટલ શરત છે.**



## ૧૦૫

**આપણાં ધ્યાનમાં જ આપણે રહેવું, એ જ ધ્યાન.**

**૧૦૬**

**પોતાની એટલે હું કોની ચિંતા કરતો હતો તે સમજાય એટલે શું ?**



**૧૦૭**

**આપણાં માટે જ્યાં સુધી આપણે નિશ્ચિત નથી, ત્યાં સુધી ચિત્ત દૂષિત જ રહેશે.**

१०८

કાઈ જ પકડશો નહીં,
ફક્ત 'તમે છો' તે જ
જ્ઞાન તમારા ધ્યાન માં
રાખો.



१०९

'સ્વ' એટલે જ્ઞાન.
જ્ઞાનથી જ બધા દર્શન
થાય છે.

**૧૧૦**

**શુધ્ધ ચેતનમાં સ્થિર રહેવાનો અભ્યાસ કરવો એટલે જ ધ્યાન.**



**૧૧૧**

**અનુગ્રહ એટલે આપણે છીએ તેનો નાનકડો બોધ.**

## ૧૧૨

**ચેતનાની પેલે પાર જવું જોઈએ.**



## ૧૧૩

**પોતાનો શોધ લ્યો, પછી બધુ જ આનંદમગ્ન થઈ જશે.**

## ૧૧૪

દ્રશ્ય જગતમાં જેને કશું
જ નથી જોઈતું તેને જ
જ્ઞાન પ્રાપ્ત થાય છે.



## ૧૧૫

જગત સાચું છે તેવું જો
તમે માનશો તો તમને
દુ:ખજ છે.

## ૧૧૬

**મુરબ્બાની જેમ જ જ્યારે પોતાનામાં ઓતપ્રોત થશો ત્યારે જ જણાશે કે આપણે અને આ જગત વેગળું નથી.**



## ૧૧૭

**બાહ્ય જગતે તમારા પર કેટલી સત્તા વાપરવી એ તમારા હાથમાં છે.**

## ૧૧૮

કોઈપણ વસ્તુ અને
મનની કોઈપણ
અવસ્થા સતત ટકાઉ
નથી હોતી.



## ૧૧૯

બીજાને બદલવાની
જરૂર નથી અને તેમ
કરવું શક્ય પણ નથી;
પરંતુ તમે

અવશ્ય જ પોતાને
બદલી શકો છો.

## ૧૨૦

**‘હું છું’ આ બાબતની ખોટી ધારણાઓ જ બંધનને કારણભૂત હોય છે.**



## ૧૨૧

**વાસ્તવિક તમારી કોઈ જવાબદારી નથી. દેહબુદ્ધિ અને દેહની ઓળખ જ્યાં સુધી છૂટતી નથી એટલે જ જવાબદારીની ભાવના વ્યાપે છે.**

## ૧૨૨

**તમારી ઈચ્છાઓ અને ભયના ગુલામ થવાથી જ તમે શાંતિ ગુમાવો છો.**



## ૧૨૩

**દેહમાં ચેતના છે કે ચેતનામાં દેહ ? આ પ્રશ્નનો ઉત્તર ચેતનામાં દેહ છે.**

## ૧૨૪

**‘તમે છો’ તે બાબતની**
**પ્રતીતિએ ઈશ્વર**
**હોવાનો પુરાવો છે.**



## ૧૨૫

**સ્મૃતિએ સારો નોકર છે,**
**પણ ખરાબ માલિક છે.**

## ૧૨૬

**સાકાર શ્રધ્ધા તૂટે, ફૂટે તેમજ ભંગ થાય છે, તેથી નારાજી થાય છે.  શ્રધ્ધા નિરાકાર જોઈએ.**



## ૧૨૭

**'તમારા હોવાપણાં નું જ્ઞાન' સર્વ દેવોનો દેવ છે.**

## ૧૨૮

**શિષ્ય યોગ્ય રીતે ના વર્ત્યો એટલે એનો અર્થ એવો કે એને કઇ સમજાયું નહીં.**



## ૧૨૯

**શુભ, અશુભ મુહૂર્ત એ બધી જ કલ્પનાઓની રમત છે.**

૧૩૦

તમારા મનોવિચાર જે

વહી રહ્યા છે તે ઉપરથી

જ તું તારી યોગ્યતાને

ઓળખ.  અમસ્તોજ

બહાર ઘમંડ કેમ કરે છે.



૧૩૧

સાચા ભક્ત ની

જરૂરિયાત તો ઈશ્વર

કોઈપણ મારફતે પૂરી

કરે છે, કારણકે તે દરેક

ના હ્રદય માં વસે છે.

## ૧૩૨

**અનાવશ્યક વાતોનો સતત વિરોધ કરવો તે જ યશ નું રહસ્ય છે.**



## ૧૩૩

**સત્ય મૌનમાં જ અનુભવાય છે.**

## ૧૩૪

**વિવિધ સુખોની**

**ફાયદાઓ ની લાળ**

**આપણે પાડીએ છીએ,**

**તે છોડશો તોજ**

**ભયમુક્ત થશો.**



## ૧૩૫

**પોતાને ધ્યાનમાં**

**વિસરશો તો જ સુખ કે**

**દુ:ખ ના અનુભવ થી**

**પાર થશો.**

## ૧૩૬

**ધર્મ એટલે વર્તુણૂક એટલો જ અર્થ છે જગતમાં પ્રવર્તમાન ધર્મ શબ્દનો.**



## ૧૩૭

**તમે તમારી ચેતનાનું ચલચિત્ર યોગ્ય રીતે નિહાળો અને પછી તેની પાર જાવો.**

## ૧૩૮

બધુજ નષ્ટ થવાનું છે તે સદાય ધ્યાન માં રાખવું એટલે જ વૈરાગ્ય.



## ૧૩૯

પુષ્પમાં જેમ સુગંધ છે તેવી રીતે જ દેહમાં 'હું છું' હોવાપણાં ની ચેતના છે.

## ૧૪૦

**ચિત્ત, વિષય અને તેને જાણનાર આ ત્રણેનું જ્ઞાન હોવું જરૂરી છે.**



## ૧૪૧

**સાધુ, સંત સાધકોને શું આપે છે ? – સાધકને સ્વયમનું વિસ્મરણ થાય તે સ્મરણ આપે છે.**

## ૧૪૨

**‘સ્વ’ ચિંતનથી ચિંતા દૂર થાય છે.**



## ૧૪૩

**મૌન એટલે શાંત રહેવું અને ધ્યાન એટલે તેની તરફ જોતાં રહેવું.**

## ૧૪૪

**તમારી ચિંતા, દૂ:ખો જાણવા માટે 'તમે છો' (હું છું) તે જ્ઞાન ધ્યાનમાં લઈ તેનું ધ્યાન કરો.**



## ૧૪૫

**'હું છું' ની જાણકારીથી મનુષ્ય તત્ક્ષણ પરિપક્વ થાય છે.**

## ૧૪૬

**સાધુને હાથ જોડીને નમસ્કાર કરવો તે નમન કર્યા.  હું દેવ છું એવું મન જ્યારે સ્પર્શ કરતું નથી, તે ન-મન.**



## ૧૪૭

**મને કોઈ જ્ઞાની કહેતું નથી, તેથી જે દુ:ખ પામે છે તે મૂર્ખ છે.**

## ૧૪૮

‘હું છું’ હોવાનો હોશ
એટલે હંસ. જેણે આ
હંસને જાણ્યો તે
પરમહંસ.



## ૧૪૯

‘ધ્યાન’ અને આપણું
‘જ્ઞાન’ જે ઠેકાણે ભેગું
થાય છે, તેને માટે
સ્વરૂપની બહાર જવું
અશક્ય છે.

૧૫૦

પોતાની સાથ પ્રમાણિક રહો, પછી દરેક જણ તમારી સાથે પ્રમાણિક રહેશે.



૧૫૧

જ્યારે ભેદ અને અલગતાની ભાવના ન હોય તેને પ્રેમ કહી શકાય.

## ૧૫૨

**મનને નિર્મળ અને શાંત રાખો, પછી બધુ આપોઆપ થશે.**



## ૧૫૩

**એકાદ મોટી વ્યક્તિની ઓળખનો ઉપયોગ કરવાની કલ્પના જ્ઞાની પાસે નથી હોતી.**

## ૧૫૪

**તમે જગત વિષે બધુજ જાણો છો, પણ પોતાના વિષે કશું જ જાણતા નથી.**



## ૧૫૫

**વ્યક્તિગત ‘હું’ નો લોપ થતાં જ વ્યક્તિગત દૂ:ખોનો પણ ક્ષય થાય છે.**

## ૧૫૬

**સર્વોચ્ચ સત્ય ગતિમાન હોય ત્યારે સગુણ હોય અને સ્થિર થતાં જ ‘નિર્ગુણ’ થાય છે.**



## ૧૫૭

**પુજા અર્ચના કરો.  પરંતુ ચેતનાને જાણનાર ને જાણીને કરો.**

## ૧૫૮

તમારું મન નિર્મળ કરો,
હૃદય શુદ્ધ કરો, જીવન
પવિત્ર કરો.  આ જ
જગત પરિવર્તન નો આ
જ ત્વરિત માર્ગ છે.



## ૧૫૯

અનાવશ્યક વાતો
ટાળવી, સુખ અથવા તો
દુ:ખથી અપેક્ષારહિત
રહેવું અને હમેશાં
પોતાના પાર સંયમ
રાખવો એ જ તપશ્ચર્યા
જ છે.

## ૧૬૦

મંત્ર એટલે ચેતના પર શબ્દોએ કરેલા સંસ્કાર.



## ૧૬૧

ઈશ્વર પ્રાગટ્યનો અનુભવ શું હોય ?

આત્મનિશ્ચય એ જ તે અનુભવ.

## ૧૬૨

**'તમે છો' એ ઓળખના ઓળખની ઓળખ થવી જોઈએ, દેવધર્મ ની નહીં.**



## ૧૬૩

**'અહં બ્રહ્મ' એની મશાલ જેણે પેટાવી છે, તેને ચિત્ત, મન એનો પ્રમાદ થશે નહીં અને તેનો પ્રમોદ (આનંદ) પણ ઓછો થશે નહીં.**

## ૧૬૪

**સર્વ પ્રકારની આત્મવૃત્તિ**

**નો લય થવા દ્યો.**



## ૧૬૫

**શાંતિને આનંદની જરૂર**

**નથી, આનંદ એટલે**

**કેવળ મૌન.**

## ૧૬૬

**‘બ્રહ્મ થવું’ એટલે**

**કાઇપણ ન હોવું અથવા**

**તો સર્વકાઈ હોવું.**



## ૧૬૭

**નિ:શબ્દતા જીવનમાં**

**ઉતરે તે જ સહજ**

**સમાધિ.**

## ૧૬૮

**મરણ એ કલ્પના નિર્વિકલ્પનામાં જ ક્ષય થશે.**



## ૧૬૯

**ભય નું કારણ આપણાં હોવાપણાંનો અભાવ હોઈ શકે.**

## ૧૭૦

**આપણાં હોવાપણાં ની મીઠાશ ને વિચારરહિત રાખો.**



## ૧૭૧

**ચેતના છે એટલે જ જગત છે.  ચેતના નથી તો જગત નથી.**

# ૧૭૨

**જે સદાય ઈશ્વર ધ્યાનમાં મગ્ન રહે છે તેને ઈતર સુખો બેસ્વાદ લાગે છે.**



# ૧૭૩

**ચેતનાને ચેતનાની ઓળખ થઈ કે આપણી હોવાપણાંની ગરજ પૂરી થાય.**

## ૧૭૪

**તમારી શ્રદ્ધાને ચોટદાર રીતે કહો – 'ખબરદાર, અન્ય કોઈ અપેક્ષા રાખી છે તો.'**



## ૧૭૫

**માનવીનું રૂપ અને માનવીની જાત જ્યાં સુધી મનમાં છે ત્યાં સુધી જ્ઞાન થશે નહીં.**

## ૧૭૬

‘તમે છો’ ના જ્ઞાનને
પ્રસન્ન કરવા માટે તમારે
તે જ્ઞાનની ભક્તિ કરવી
રહી નહીં કે દેહ ની
ભક્તિ.



## ૧૭૭

આપણું શરીર જ
આપણી જાત છે તેવો
તેવી સમજણ જ્યાં સુધી
રહેશે ત્યાં સુધી
કર્મબંધન રહેશેજ.

૧૭૮

ધ્યાન કરતી વખતે જ્યારે
ચેતના શરીરમાં રહેલ
ચેતનાને પકડે છે ત્યારે
જગત અદ્રશ્ય થાય છે,
કારણકે ત્યારે નિર્વિચાર
અવસ્થામાં આપણે
હોઈએ છીએ.



૧૭૯

પોતાના અંતરમનમાં
ડૂબકી મારો, ત્યાં જ
તમને દરેક અર્થનું
ઉદગમસ્થાન મળશે.

## ૧૮૦

ગુન્હેગારની શોધ
અંતરમાં કરો. ‘હું’ અને
‘મારૂ’ આ કલ્પનાઓ
જ સંઘર્ષોનું મૂળ છે. તે
સર્વ કલ્પનાઓથી મુક્ત
થાવ.



## ૧૮૧

પ્રથમ પોતાની શોધ
કરો, પછીથી અનંત
આશીર્વાદ આપોઆપ
મળશેજ.

## ૧૮૨

**પોતાને નિશ્ચયપૂર્વક વારંવાર યાદ કરાવવો કે તમે મન નથી અને મનની સમસ્યાઓ તમારી નથી.**



## ૧૮૩

**આત્મસમરણ તે પુણ્ય, આત્મવિસ્મૃતિ તે પાપ. ખરું પુણ્ય એટલે જ સ્વરૂપ.**

## ૧૮૪

**મન શાંત છે કે અશાંત તે કોને સમજાય છે ? જણાય છે ? 'તેને' પકડી રાખો.**



## ૧૮૫

**સર્વ અસ્તિત્વ શબ્દમય છે એટલે શબ્દરહિત થાવ.**

## ૧૮૬

ચેતનાને જાણનાર
ચેતનાની જાળમાં થી
બહાર નથી આવતો ત્યાં
સુધી થતાં વ્યવહાર હું
જ કરું છું એમ કહેશે.



## ૧૮૭

આપણને આપણે
જેનાથી સ્પષ્ટ જાણ્યા
તેનું કાર્ય થયું.

## ૧૮૮

**કલ્પનાઓ થી મુક્ત રહેવું એ જ ધ્યાન.**



## ૧૮૯

**કોઈક ડરના કારણે કાર્ય કરવું તે બંધન અને પ્રેમના કારણે કાર્ય કરવું તે સ્વતંત્રતા.**

## ૧૯૦

**ચૈતન્ય એ એક ખેલાડી છે અને અડચણો ઉપર વિજય મેળવવામાં તેને આનંદ આવે છે.**



## ૧૯૧

**ચેતના પ્રસરી એટલે તેનું નામ જગત.**

## ૧૯૨

**પરમાત્મા બધાનો**

**ઓળખીતો છે પણ તેને**

**કોઈ ઓળખતું નથી.**



## ૧૯૩

**જેવી રીતે મધમાખી**

**ફૂલોનો સ્પર્શ ન કરતાં**

**ફૂલોમાંથી રસપાન કરે**

**છે તેવી રીતે જ**

**પરમયોગી આત્મપ્રેમમાં**

**રમમાણ રહેતો હોય.**

## ૧૯૪

**જેટલું દેખાય,**

**અનુભવાય તે બધુ 'તું'**

**હોવાનું જ્ઞાન.  આ**

**નિશ્ચયની તું પુજાસ્થાને**

**મૂક અને એ નિશ્ચય ની**

**નિશ્ચયથી પુજા કર.**



## ૧૯૫

**સંપૂર્ણપણે આસક્ત**

**થવાથી અથવા તો**

**વિરોધ કરવાથી દુઃખ**

**નિર્માણ થાય છે.**

## ૧૯૬

'તું છે' તે જ્ઞાન કોહિનૂર છે.



## ૧૯૭

વિશ્વના સર્વ દેહ મારા ગુરુના ચૈતન્યથી ચલાયમાન છે તે વિશ્વાસ હોવો જોઈએ.

**૧૯૮**

**આસક્તિ ધૈર્યનો નાશ કરે છે.**



**૧૯૯**

**તું હોવાનું તને જે અનુભવાય છે તે જ આત્મપ્રકાશ. આ પ્રકાશમાં સદાય રહેવું એટલે જ આપણાં હોવાપણાંની ચેતનામાં સ્થિર થવું.**

## ૨૦૦

**અંતર્યામી : આપણાં જ્ઞાન સાથેની મિત્રતા, સ્નેહ સંપાદન કરો.**



## ૨૦૧

**આપણે આપણાં જ્ઞાનસ્વરૂપ ઉપર જ્ઞાનભક્તિથી અભિષેક કરવો.**

## ૨૦૨

**સત્વની એટલી બધી**

**પળોજણ શા માટે ?**

**તેનો પણ પીછો છોડો.**

**જ્યાં છો ત્યાં જ અને**

**જેમ છો એમ જ રહો;**

**ગુણોની પળોજણ**

**છોડો.**



## ૨૦૩

**ભય એવો છે કે જોઈતી**

**હોય તે વસ્તુઓ મળ્યા**

**પછી પણ રહે જ છે.**

## ૨૦૪

પોતાના પર નજર રાખો.



## ૨૦૫

તારા વગર ભગવાન નથી, ભગવાન વગર તું નથી.

## ૨૦૬

**સર્વત્ર ઈશ્વર છે એમ વિશ્વાસ રાખવાથી વાંચતી વખતે અક્ષરોમાં પણ ઈશ્વર દેખાય છે.**



## ૨૦૭

**ચેતનાને જે જાણે છે તે સંત છે.**

## ૨૦૮

**ભક્તિ એટલે પોતાને માટે પોતાનો નિશ્ચય થવો.**



## ૨૦૯

**સ્વ ની પુજા એટલે સ્વ નો સ્વ માટેનો 'સ્વ' નો નિશ્ચય.**

## ૨૧૦

**ધ્યાન કરવું એટલે 'સ્વ' સુગંધ લેતા રહો, ચેતનામાં સ્થિર થાવ.**



## ૨૧૧

**પોતે મૃત્યુ પામીને 'પોતાને' પ્રાશન કરતાં સ્વસ્થ બેસી રહેવું તે સામાન્ય વાત નથી.**

## ૨૧૨

આપણાં હોવાપણાંનું જ્ઞાન ધીમે ધીમે પકડી રાખવું, તેની પુજા કરવી, તો તે પ્રસન્ન થશે, પછી બધુ જ જ્ઞાન થશે.



## ૨૧૩

ઉપાસના એટલે 'તે મને જોઈશેજ' એવું વારંવાર ટકોર્યા કરવું.

## ૨૧૪

**આપણો શોધ આપણને થયો, એમ જેને ખાત્રી થઈ, તેને જ બ્રાહમણ તે સંજ્ઞા પ્રાપ્ત થઈ.**



## ૨૧૫

**'સદગુરુ સ્વરૂપ આપણું' એવી જેને ખાત્રી હોય તે બીજા લોકો પર નિષ્કારન ઉદ્દેગ કરશે કે ? શા માટે કરશે ?**

## ૨૧૬

**કોણ કોના પગે પડે, તો 'આપણે હોવાપણાના જ્ઞાનને જ'.**



## ૨૧૭

**વિશ્વનું અસ્તિત્વ આપણાં અંતરમાં રહેલી નાનકડી ચેતનાની અનુભૂતિમાં છે.**

## ૨૧૮

આપણે ચેતનાનું કેન્દ્ર
છીએ, એવું જ્યારે તમે
જાણો છો ત્યારે વિશ્વ
તમને વ્યાપક ચેતના
સ્વરૂપ દેખાય છે.



## ૨૧૯

તમારે જો સત્ય જ જાણી
લેવું છે તો તમારે
સમાધિની અવસ્થામાં
થી ગુજરવું જ પડશે.

## ૨૨૦

**પોતાને સમજી લેવાનો પ્રયત્ન એટલે યોગ.  તમે યોગી થાવ.**



## ૨૨૧

**તમારા જન્મ સમયે જે હાજર હોય અને તમારા મૃત્યુનો જે સાક્ષી હોય તેનો શોધ લ્યો.**

## ૨૨૨

**જીવન અર્પણ કરવાની જેની તૈયારી હોય તેને જ સત્યના દર્શન થાય.**



## ૨૨૩

**જે અત્યંત નિર્મળ, જેમાં અન્ય કશાનું પણ મિશ્રણ નથી એવું જે નિરાવલંબી છે તે સત્ય જાણો.**

## ૨૨૪

**દેખાઈએ છીએ તેવા આપણે નથી, જોઈએ તેવા આપણે છીએ.**



## ૨૨૫

**તમે શુદ્ધ ચેતના છો.**

## ૨૨૬

**જે સર્વ છે, તેમાનું તત્વ**
**તમે જ છો, તે બરાબર**
**સમજી લ્યો અને તે**
**'સમજ' માં સ્થિર થાવ.**



## ૨૨૭

**સત્સંગ આકાર આપતો**
**નથી પણ મુક્ત કરે છે.**

## ૨૨૮

**આત્મજ્ઞાનનું દર્શન ઘણું દુર્લભ છે.**



## ૨૨૯

**ભાવનાઓ માં અટવાયેલા હોવાથી જ બંધન નિર્માણ થાય છે.**

## ૨૩૦

**સમાજ હેતુઓ પર જ રચાયેલો (આધારિત) હોય.  તેના પાયામાં શુધ્ધ બુધ્ધિ રેડો, પછી તમને ખાસ સામાજિક કાર્યકર્તાઓ ની જરૂર નહીં પડે.**



## ૨૩૧

**અનુભવાતી (ભાસતી) ચેતનામાં જ આ સંપૂર્ણ જગત રમમાણ છે.**

## ૨૩૨

**પૂર્ણતા જો તમને**

**જોઈતી હશે, તો તમારી**

**યાદનું (તમારા**

**હોવાપણાં ની યાદ)**

**જ્ઞાન તમને થવું જોઈશે.**



## ૨૩૩

**અગાઉ ‘આપણે’ હોવા**

**જોઈએ, પછી જ શબ્દ**

**અને શબ્દોના અર્થ.**

## ૨૩૪

**સર્વાંગી/સર્વત્ર 'હું જ છું', એવી જાગૃતિમાં સતત રહેશો કે ?**



## ૨૩૫

**ઈશ્વરની જાતિના થઈ ને રહો, પછી ઈશ્વર જલ્દીથી પાસે આવશે.**

## ૨૩૬

**શોધ કરતાં જ જેનું**

**શમન થાય તે માયા નો**

**સ્વભાવ છે.**



## ૨૩૭

**અન્યો સાથેની મિત્રતા**

**સહેલી પણ નિજાત્મા**

**સાથે મહા કઠણ.**

## ૨૩૮

પોતાને જાણવાનું શીખો.



## ૨૩૯

જે સમજાય છે તે તમે નથી. જેને સમજાય છે તે તમે છો.

## ૨૪૦

**ગરમ પાણીમાં જેમ**

**વરાળ હોય છે, તેજ રીતે**

**કાયામાં આત્મા રહેલ છે.**



## ૨૪૧

**એક પરબ્રહ્મ તે 'હું છું'**

**એવો નિશ્ચય થયો કે**

**સર્વ પ્રકારના સુખો તેને**

**આપોઆપ મળે છે.**

## ૨૪૨

**દેહમાં રહેનાર જ્ઞાન - ચેતના, તે સિવાય બીજું કોઈ બ્રહ્મ નથી, તે નિશ્ચય વધારો.**



## ૨૪૩

**પોતાનામાં પૂર્ણપણે વિલય થાવ.**

## ૨૪૪

**અહંકાર એટલે પોતાને દેહરુંપ માનીને વર્તવું.**



## ૨૪૫

**ભક્તિ એટલે સ્નેહ અથવા મૈત્રી અથવા એકત્વ.**

## ૨૪૬

**ઈશ્વરનું નામ લેતી વખતે તે તારું છે તેમ સમજીને લે.**



## ૨૪૭

**સ્વસ્થ, શાંત રહો, પછી સુજ્ઞતા અને શક્તિ આપોઆપ પ્રાપ્ત થશે.**

## ૨૪૮

આત્મપ્રતાડના એ ભયંકર વાત છે. સ્પષ્ટતા અને વૈચારિક સત્યતા એ જ તેના પર નો ઉપાય છે.



## ૨૪૯

મને ચેતના શા માટે અનુભવાય છે ? તે પ્રશ્ન તરફ પોતાનું સમગ્ર ધ્યાન કેન્દ્રિત કરો.

૨૫૦

'હું છું' એ કેન્દ્ર પર

પોતાનું તમામ ધ્યાન

કેળવો.



૨૫૧

દ્વૈતભાવ અને સ્વાર્થ

તેના કારણે જ જગતમાં

ખરા દૂ:ખો દેખાય છે.

## ૨૫૨

**જે કઈ સર્વ તમને પરાધીન બનાવે છે, તેના થી સાવધ રહો.**



## ૨૫૩

**ધ્યાનમાર્ગથી પ્રસન્નતા પ્રાપ્ત થાય તે જ ગુરુકૃપા છે.**

## ૨૫૪

ચેતનાની પર જવું એ જ
સ્વસ્રૂપસ્થિતિ.



## ૨૫૫

ઉપરછલ્લા અને
વારંવાર બદલાઈ
જનારા વ્યક્તિઓ કરતાં
નિર્વિકાર અને સદાય
હાજર હોય તેવા
સાક્ષીને અધિક મહત્વ
આપવું તે જ સાધના.

## ૨૫૬

**સર્વ કર્માચરણ દેહ જ આપણું રૂપ છે તેમ માનનારાઓ માટે છે.**



## ૨૫૭

**સ્મરણ રાખીને સ્મરણ ની પુજા કરો.**

## ૨૫૮

**પોતાને સ્વતંત્ર જાણો, પછી તમે ભય અને તેના પડછાયા માં થી મુક્ત છો.**



## ૨૫૯

**શાંતિ અને નિશ્ચલતા માં જ તમારી પ્રગતિ થાય છે.**

## ૨૬૦

**જનોઈ એટલે ચેતના.**

**ચેતના એટલે જ્ઞાન.**



## ૨૬૧

**હોવાપણાંની અંધ**

**ચેતના પકડી રાખો.**

## ૨૬૨

**પોતાના હોવાપણાં નો નિશ્ચય અભંગ છે.**



## ૨૬૩

**‘હું છું’ આ એક જ વાતની તમને ખાત્રી હોય શકે; તેમાં જ સ્થિર થાવ અને બાકી બીજું બધુ  છોડો.  એ જ યોગમાર્ગ.**

## ૨૬૪

**ધ્યાનયોગ તમારે**

**સાધવાનો છે.**



## ૨૬૫

**યથાર્થ જ્ઞાનથી જ કૃતાર્થ**

**થઈ શકાશે.**

## ૨૬૬

**સાંભળવાની કળા જે ને**

**આત્મસાત તે ઝટપટ**

**મુક્ત થશે.**



## ૨૬૭

**ઈશ્વર ને શરણે જવું**

**એટલે ઈશ્વર જેવુ થવું.**

## ૨૬૮

**વિચારોથી વિચારોને શાંત કરવા એટલે જ સંભાષણ.**



## ૨૬૯

**જ્ઞાનથી જ્ઞાન ને ઘટ્ટ પકડી રાખવું એ જ ધ્યાન.**

## ૨૭૦

**આપણે એટલે શું તે જોતાં બેસવું.**



## ૨૭૧

**આપણી ચેતના એ જ તો ઈશ્વર છે.**

## ૨૭૨

**જેનો સ્વસ્રૂપ નિશ્ચય પાકો થયો છે, તે સન્યાસી.**



## ૨૭૩

**આપણે બ્રહમસ્રૂપ છીએ તે ફક્ત ઓળખીએ એટલે કૃપા.**

## ૨૭૪

**સવારે જાગતાં પહેલા**

**તમે છો.  જાગ્યા પછી**

**તમે પાછળ રહો છો.**

**જાગ્યા પછી આખું**

**જીવન તમે બડબડાટ**

**કરો તેમાં તમે ક્યાં છો ?**



## ૨૭૫

**નિ:શબ્દ થઈને ચેતના**

**પર ધ્યાન આપો.**

## ૨૭૬

**જેમણે સ્વરૂપબોધ થાય તેમણે કોઈની ઊણપ કે ખોટ દેખાય નહીં.**



## ૨૭૭

**ચેતનાનું જ્ઞાન થયું કે, જે જે માનેલું હોય તે તે અજ્ઞાન ઠરશે.**

## ૨૭૮

**ચૈતન્ય વિકસે એટલે કે તે રામ અને તે સ્થિર થાય, તેવો નિશ્ચય થયો તે આરામ.**



## ૨૭૯

**સર્વ મનોરથ પૂર્ણ કરવા માટે ચેતના સાથે એકાંત સાધો.  તેમાં એકરૂપ થાવ.**

## ૨૮૦

**પોતાના વિષેની કોઈ પણ વ્યાખ્યા સાચી નથી.**



## ૨૮૧

**શુદ્ધ ચેતના એટલે તમારું સ્વરૂપ.**

## ૨૮૨

**તમે ઈશ્વર જેવા થાવ પછી તમારી બધી જ ઈચ્છાઓ પૂર્ણ થશે.**



## ૨૮૩

**મન પર વિશ્વાસ ન રાખતા તેને અતિક્રમી જાવ અથવા તો તેની પાર જાવ.**

## ૨૮૪

**નિશ્ચયને પકડીને જેમ**
**જેમ તમે નિશ્ચયી  થશો**
**તેમ તેમ અંધારું**
**ઓગળતું જશે.**



## ૨૮૫

**સ્વરૂપનો નિશ્ચય એ જ**
**જ્ઞાતાની બેઠક.**

## ૨૮૬

**લક્ષ્મી એટલે 'લક્ષ - મી (હું)' (ધ્યેય હું છું) નો બોધ.**



## ૨૮૭

**જીવ, જગત, બ્રહ્મ એટલે 'આપણાં હોવાપણાં નું જ્ઞાન' એવો સાક્ષાત્કાર કોઈક વિરલા ને જ થાય.**

## ૨૮૮

**જાણનારને જાણો એટલે પછી બધુ (સર્વ કાઇ) જાણી શકશો.**



## ૨૮૯

**સાંસારિક ના મનમાં સોય દોરા જેવી નાની વસ્તુઓના સ્મરણો પણ હોય.**

## ૨૯૦

**ઉત્તમ ભક્તની તમામ વાસનાઓ ચૈતન્યમાં સ્થિત હોય.**



## ૨૯૧

**‘મન’ અને ‘દેહ’ તેનો જાણનાર ‘તું’ તેની ઓળખ થવી જોઈએ.**

## ૨૯૨

**બુધ્ધિ એ જેનો પ્રકાશ છે**

**'તે' આત્મા ને ઓળખો.**



## ૨૯૩

**'હું છું' તે ચેતના પર**

**ધ્યાન કેન્દ્રિત કરો.**

**સદવસ્તુ તેની પાછળ જ**

**છે.**

## ૨૯૪

નિર્ગુણ એટલે ‘છે’

અથવા ‘નથી’ તે

સમજાતું નથી.



## ૨૯૫

મરવાનું તો છે જ પછી

ઈશ્વર થઈ ને કેમ ન

મરીએ ?

## ૨૯૬

**ટેવ, પુનરાવૃત્તિની ઇચ્છાને કારણે જ યોગી અને ભોગી બને નિષ્ફળ થતાં હોય છે.**



## ૨૯૭

**ચેતના છે તો ઘણું બધુ છે, ચેતના નથી તો કાઇ જ નથી.**

## **૨૯૮**

**જેની તૃપ્તિ નો ભંગ થતો નથી તે જ અમૃત.**



## **૨૯૯**

**ભગવાન મળવા અત્યંત સહેલા છે, પણ ભક્ત મળવો મહામુશ્કેલ.**

## ૩૦૦

**ચેતના તરફ લક્ષ્ય એટલે ઈશ્વર તરફ લક્ષ્ય.**



## ૩૦૧

**જાગૃતતાથી ચેતનવંત થઈ ને ચેતનાને પકડી રાખો.**

## ૩૦૨

**અખિલ બ્રહ્મ હું જ છું તેમ સમજીને આચરણ કરવું તેનું નામ બ્રહ્મચર્ય.**



## ૩૦૩

**સદ્ગુરુ એટલે પોતાની સ્વરૂપ સ્થિતિ.**

## ૩૦૪

**ધ્યાન કરવું એટલે**
**આપણે જ આપણને**
**ધ્યાનમાં ધરવું.**



## ૩૦૫

**ઇચ્છાનો માનસિક**
**આકાશમાંના વાદળો**
**જેવી હોય.**

## ૩૦૬

**પૂર્ણ અસ્તિત્વનું મૂળ**

**'હોવાપણાં' માં હોય.**



## ૩૦૭

**જ્ઞાનના પ્રકાશ વલય ને**

**જ જગત કહેવાય.**

**૩૦૮**

**મન નિર્દોષ અને હૃદય**
**નિર્મળ બનાવવાનો**
**પ્રયત્ન કરો.**



**૩૦૯**

**કામના અને ભય**
**ઓગળતા જ મુક્તિ છે.**

## ૩૧૦

**જ્ઞાન સિવાય મુક્તિ નથી.**



## ૩૧૧

**સંપૂર્ણ જગત એ તમારી ચેતનાના તારાઓનું સૌંદર્ય છે.**

**૩૧૨**

**જ્ઞાન એટલે 'હું છું' તે આપણને થતી સ્વાનુભૂતિ.**



**૩૧૩**

**'તમે છો' તે જ્ઞાન ન હોય ત્યાં ભગવાનને ભગવતતા નથી અને જગતને જગતપણું નથી.**

## ૩૧૪

આત્મનિશ્ચયનો પાલન કરનાર વિરલો જ હોય.



## ૩૧૫

ગુરુવચન (ગુરુએ કહ્યું તે) સત્ય છે તેવો નિશ્ચય જોઈએ.

## ૩૧૬

**તલ્લીન થવું એટલે તેના જેવુ જ થઈ જવું.**



## ૩૧૭

**ક્યાક તો યે આત્મનિશ્ચયથી સ્થિર થવું.**

## ૩૧૮

**બુધ્ધ થવું એટલે સંપૂર્ણ શાંત થવું.**



## ૩૧૯

**નિશ્ચય એ જ પરબ્રહ્મ છે.**

**૩૨૦**

**સમાધિ એટલે આપણે છીએ તેનું વિસ્મરણ.**



**૩૨૧**

**ચેતના જાગૃત થયા સિવાય ચેતનાની પેલે પાર જે છે તે ઓળખાશે નહીં.**

## ૩૨૨

**સર્વ કાઇ ‘આપણે જ’ છીએ એવું થવું જોઈએ.**



## ૩૨૩

**જગતના દૂ:ખો તમે તમારી ઈચ્છાઓ અને ભય માંથી નિર્માણ કર્યા છે.**

## ૩૨૪

**તમારો અંતરાત્મા એ જ સર્વશ્રેષ્ઠ ગુરુ છે.  તે જ તમને તમારા ધ્યેય સુધી પહોચાડશે.**



## ૩૨૫

**ખંત કેળવવા માટે અભ્યાસ જરૂરી છે.**

## ૩૨૬

'હું જ્ઞાન છું અને તે
જ્ઞાનને પણ જાણું છું
(ઓળખું છું)' એવી
ધારણા ધરીને બેસો.



## ૩૨૭

તમને તમે
ઓળખો/જાણો છો તે
જ આ જગતનું
બ્રહ્મસૂત્ર છે.

## ૩૨૮

**ભક્તનું સ્વરૂપ તે જ સંત.**



## ૩૨૯

**આપણને (પોતાને) શુદ્ધ હોવાપણાંની યાદ પોતે પ્રયત્નપૂર્વક કરાવી દેવી તે જ સાધના.**

## ૩૩૦

દેહમાં થી

આત્માનુભવનો શોધ

કરતાં રહેવું, પછી બધુ

જ સરળ થઈ જશે.



## ૩૩૧

તમે અવ્યક્તનો શોધ

મન ની સહાય થી

લેવાનું શરૂ કરો, કે

તત્ક્ષણ તમે મન ના

કક્ષાની બહાર જવા

માંડશો.

## ૩૩૨

**આવેલ વિચાર આપણો નથી, તેને જાણનાર આપણે છીએ.**



## ૩૩૩

**જે નિદ્રાને ઓળખે, જાગૃતિને ઓળખે, તેની જ્યારે તમને ઓળખાણ થાય ત્યારે તમે તેની પાર જઈ શકો.**

## ૩૩૪

**જાગૃતિ એટલે 'હું છું' તે જ્ઞાન.**



## ૩૩૫

**આપણે ચૈતન્ય છીએ તેવો નિશ્ચય કરો.**

**૩૩૬**

**તમે જે કઈ કરો, તે તમે કરતાં નથી તેમ માનો.**



**૩૩૭**

**તમારા માત્ર હોવાપણાંના ચૈતન્યસ્રૂપમાં રહો.  તે ચૈતન્યરુપના ઉગમ સુધી જાવ.  બસ આટલું પૂરતું છું.**

## ૩૩૮

**પ્રેમ અને પ્રેમી, બે અલગ નથી.**



## ૩૩૯

**જ્ઞાનાગ્નિ એટલે સંતોષનો પ્રકાશ.**

## ૩૪૦

**આનંદ તે ચેતનાદર્શન છે.**



## ૩૪૧

**જાગૃતિ વિષયક વાતો પર ધ્યાન કેન્દ્રિત કરવા કરતાં જાગૃતિ પર જ ધ્યાન કેન્દ્રિત કરો.**

## ૩૪૨

**મુક્તિ એ નૈસર્ગિક**

**પ્રક્રિયા છે, પણ તે**

**હમણાં જ પ્રાપ્ત કરવી તે**

**તમારા હાથમાં છે.**



## ૩૪૩

**પાપનું જન્મદાતા (મા )**

**એટલે અજ્ઞાન.**

## ૩૪૪

માયા એટલે કલ્પના.



## ૩૪૫

તમને જો તમે મેળવવવા
માંગતા હશો તો તે
તમને ક્રિયાકાંડોથી પ્રાપ્ત
થશે નહીં.

## ૩૪૬

**કોઈપણ નાત-સંબંધ**

**તમારા દેહમનની**

**કક્ષામાં છે.**



## ૩૪૭

**તમારો ઈશ્વર પર જેટલો**

**શુધ્ધ ભાવ તેટલી તે**

**તમારી સેવા કરશે.**

## ૩૪૮

તમે સર્વ કર્મકાંડ થી
વિમુક્ત થઈ પોતાના
અંતરમન માં ઊંડી
ડૂબકી લગાવી પોતાના
અંતિમ  સત્ય સ્વરૂપની
સીધી જ શોધ કરી શકો.
બધા જ યોગોમાં આ
અંત્યંત સરળ અને
ત્વરિત યોગ છે.



## ૩૪૯

આપણે સ્વચ્છ થવાથી
ઈશ્વરને સહજતાથી
પ્રાપ્ત કરી શકીએ.

**૩૫૦**

**જ્ઞાનને જ્ઞાન થી જ ઘેરો ઘાલો.**



**૩૫૧**

**જેને પોતે વિચાર કર્યો નથી તેને જગત ની/ /પાસેથી સાંભળેલી વાતો સાચી માનીને ચાલવું પડે છે.**

## ૩૫૨

**મન જ્યાં છે ત્યાં સુખ ઓછું અને દુ:ખ વધારે છે.**



## ૩૫૩

**‘હું છું’ તે તો પ્રત્યેકને ખાતરી છે ને ? અથવા આપણાં હોવાપણાંની ચેતનાના તળિયે જાવ, તેનો વિસ્તાર કરો તે જ એક રાજમાર્ગ છે. આ માર્ગે જવા માટે બધા જ અધિકારી છે અથવા તો અહી કોઈ છેતરપિંડી નથી.**

## ૩૫૪

નિર્બળ ઈચ્છાઓ આત્મનિરીક્ષણ અને ધ્યાન થી દૂર થાય છે.



## ૩૫૫

ઈશ્વર કોણ અને કેવો છે ? આ પ્રશ્ન પૂછનાર 'જ્ઞાન જ' ઈશ્વર છે.

## ૩૫૬

**'તારા હોવાપણાંનું જ્ઞાન સર્વ ઈશ્વરરૂપ છે' આ નિશ્ચય જેનો દ્રઢ થયો તે વ્યાપક થાય.**



## ૩૫૭

**આકાર એટલે જ હું એવી માન્યતાઓ ને કારણે જ વિકાર જન્મે છે.**

## ૩૫૮

**માત્ર હોવાપણું એટલે**
**કશું પણ ન થઈ ને રહેવું.**



## ૩૫૯

**બ્રહ્મજ્ઞાનનો સરળ અર્થ**
**'આપણને આપણે**
**ઓળખવું'.**

## ૩૬૦

**ચેતનાનું જ્ઞાન થયા પછી**

**દવા કરવા માટે પણ**

**ચિંતા મળશે નહીં.**



## ૩૬૧

**ઉદાસીન એટલે**

**કોઈપણ આશાની યાદ**

**ના આવવી.  માત્ર મોઢું**

**ઉતારીને બેસે તે ઉદાસ**

**છે.**

## ૩૬૨

‘એક પરબ્રહ્મ તે હું’ એવો નિશ્ચય દ્રઢ થાય પછી બધા પ્રકારના સુખો તેને આપોઆપ આવીને મળે છે.



## ૩૬૩

‘પરિપૂર્ણ સત્ય, પ્રેમ, નિસ્વાર્થીપણું એ સ્વસ્ૂપ જ્ઞાન માટે આવશ્યક ઘટકો છે. તીવ્ર બેચેની થી જ તેની પ્રાપ્તિ થાય.

## ૩૬૪

**‘ચિત્ત’ એટલે ‘ચેતના’.**

**એ ચેતના આપણને**

**અનુભવાય તે જ**

**ચિદાનંદ.**



## ૩૬૫

**‘મન’ - કલ્પનાઓ થકી**

**પીડા ન થાય એટલે જ**

**મોક્ષ.**

## ૩૬૬

**હું પોતાને દરેકમાં જોઉ અને દરેકને પોતાનામાં નિશ્ચિતપણે જોઉ એ જ ‘પ્રેમ’.**



## ગુજરાતીમાં ઉપલબ્ધ અનુવાદો

**૧. હું છું**

**(શ્રી નિસર્ગદત્ત મહારાજ નો મૂળ મંત્ર)**

**મૂળ લેખક : શ્રી પ્રદીપ આપ્ટે**

**ગુજરાતી અનુવાદક : શ્યામ કોરડે**

**૨. અનુસંધાન**

**ધ્યાનયોગનું રૂપાંતરણ જ્ઞાનયોગમાં કરવા માટે માર્ગદર્શક ઠરનાર અને ‘સ્વ’ની શુદ્ધ ચેતના દ્વારા યોગ પૂર્ણ કેવી રીતે થાય, તે દર્શાવનાર, શ્રી નિસર્ગદત્ત મહારાજના આત્મનિશ્ચયી ચૂંટેલા બોધવચનો**

**મૂળ મરાઠી પુસ્તકનાં**

**સંકલક અને સંપાદક**

**સચિન ક્ષીરસાગર**

**ગુજરાતી અનુવાદક**

**શ્યામ કોરડે**

## ૧. નિશ્ચય

**શ્રી નિસર્ગદત્ત મહારાજ ના જ્ઞાન ઉદગાર**

**મૂળ મરાઠી પુસ્તકનાં
સંકલક-સંપાદક
સચિન ક્ષીરસાગર**

**ગુજરાતી અનુવાદક
ઉદય કુલકર્ણી**

## ૨. સચ્ચિદાનંદ

ધ્યાનયોગનું રૂપાંતરણ જ્ઞાનયોગ માં કરવા માટે માર્ગદર્શક ઠરનારી અને 'સ્વ'ની શુધ્ધચેતના દ્વારા યોગ પૂર્ણ કેવી રીતે થાય છે તે કહેનાર, શ્રી નિસર્ગદત્ત મહારાજના આત્મનિશ્ચયી ચૂંટેલા બોધવચનો.

**મૂળ મરાઠી પુસ્તકનાં
સંકલક-સંપાદક
સચિન ક્ષીરસાગર**

**ગુજરાતી અનુવાદક - શ્યામ કોરડે**





## ૩. આત્મવિશ્વાસ અને બ્રહ્મજ્ઞાન

**પ. પૂ. નિસર્ગદત્ત મહારાજના નિરૂપણો**

**મૂળ લેખક : ભરત શિંપી**

**અનુવાદક : ઉદય કુલકર્ણી**

## આગામી ગુજરાતી અનુવાદ

- **આપણે**

## **પ્રકાશનો**

**શ્રી નિસર્ગદત્ત મહારાજ ના નિમ્નલિખિત પુસ્તકો મરાઠી ભાષામાં ઉપલબ્ધ છે.**

| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| सुखसंवाद | ६०० |
| आत्मप्रेम | ६०० |
| निसर्गदत्तगीता | ३०० |
| पाठलाग | ३०० |
| आपण | १०० |
| बोधवाणी | १५० |
| सतचीदानंद | ७५ |
| अनुसंधान | ७५ |
| निश्चय | ७५ |
| गुरुबोध | १० |
| आत्मविश्वास ब्रह्मज्ञान | 0 |
| अमृतवर्षा | ४०० |



## **પ્રકાશનો**

**શ્રી નિસર્ગદત્ત મહારાજ ના નિમ્નલિખિત પુસ્તકો મરાઠી ભાષામાં**

| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| मंतरलेला सत्संग | ४०० |
| दुर्मिळ निरुपणे | २५० |
| साधकांसाठी निसर्गदत्त महाराज | १५० |
| निसर्गदत्त वचनामृत | १५० |
| पहचान )हिन्दी) | १०० |
| विवेक की निरूपण | १५० |
| आत्मज्ञान आणि परमात्मयोग | १५० |
| मी आहे महामंत्र | १०० |
| **अध्यात्मज्ञानाचा योगेश्वर - श्री सिद्धरामेश्वर महाराज** | **७००** |
| **अमृतलय - श्री सिद्धरामेश्वर महाराज** | **४००** |
| पूर्ण - श्री भाईनाथ महाराज यांचे चरित्र आणि शिकवण | ३०० |
| माझ्या सद्गुरूची अमृतवाणी - श्री रणजीत महाराज यांचे संवाद | ४०० |

**List of Books available in English Language :**

1. **Self Love**
2. **Nothing Is Everything**
3. **Shower of Grace**
4. **The Earliest Discourses**
5. **Master of Self Realization**

આપ ઉપરોક્ત પુસ્તકો શ્રી સચિન ક્ષીરસાગર પાસે થી મેળવી શકો છો. આપણે જોઈતા ગ્રંથોની યાદી તેમને મોકલી આપવાથી ઘર બેઠા કૂરિયરથી મોકલી આપવામાં આવશે.


**શ્રી સચિન ક્ષીરસાગર**

**9890711180, 9028837976**




આપ નીચેની લિન્ક પર જઈ ગુજરાતી તેમજ અન્ય ભાષાના પુસ્તકો વિનામુલ્યે ડાઉનલોડ કરી શકશો.

**Visit for publications details:**
https://sri-nisargadatta-maharaj.blogspot.com/2015/05/marathi-books-nisargadatta-maharaj.html

**નોંધ :- હાલમાં ગુજરાતીમાં શ્રી નિસર્ગદત્ત મહારાજના કોઈ પુસ્તકો પ્રિન્ટ એડિશન માં ઉપલબ્ધ નથી. તેથી સાધકો તેને વિનામુલ્યે ઉપરોક્ત લિંકમાં થી ડાઉનલોડ કરી શકશે.**

# શ્રી નિસર્ગદત્ત મહારાજ ના જ્ઞાન ઉદગાર

મૂળ મરાઠી પુસ્તકનાં

સંકલક-સંપાદક

**સચિન ક્ષીરસાગર**

ગુજરાતી અનુવાદક

**ઉદય કુલકર્ણી**



# નિશ્ચય

**વક્તા : પ. પૂ. શ્રી નિસર્ગદત્ત મહારાજના જ્ઞાન ઉદગાર**

**મુળ મરાઠી આવૃત્તિ ના પ્રકાશક :-**

**શ્રી નિસર્ગદત્ત ભક્તિજ્ઞાનકેન્દ્ર**

રણજિતાશ્રમ, નિસર્ગદત્ત નગર,
જગતાપ મળા,
બીટકો કોલોનીની પાછળ,
નાશિક રોડ, નાશિક
મહારાષ્ટ્ર

**અનુવાદક :**

**ઉદય કુલકર્ણી**

મોબાઇલ : ૯૮૯૮૫૮૯૩૩૬

ઈમેલ :
**uday.uday.kulkarni@gmail.com**

**પ્રથમ આવૃત્તિ :**

**૨૫ જુલાઈ, ૨૦૨૧, રવિવાર**

## “શ્રી મહારાજ”

## “નિશ્ચય નું બળ”

શ્રી નિસર્ગદત્ત મહારાજની વિપુલ સાહિત્યની ખાણમાં થી આ ચૂંટેલા જ્ઞાન રત્નો ઈશ્વરના એટલે કે પોતાની જ શોધ કરતાં સાધક મિત્રો આગળ રજૂ કરતાં અમે અત્યંત આનંદિત છીએ. દરેકને રોજનાં ચિંતન માટે એક એવી આખા વર્ષભર ચાલે તેટલા ૩૬૬ અમૃત વચનો ‘નિશ્ચય’ આ વચનસંગ્રહમાં સમાહિત છે.

શ્રી નિસર્ગદત્ત મહારાજનું ‘ચેતના’, ‘ચેતનાને જાણનાર’ તથા ‘વિશુદ્ધ અવસ્થા’ આ વિષયો પરનું સૂત્રબદ્ધ રીતે ઊંડાણમાં વિવરણ આપણાં સૌને અહિયાં ઉપલબ્ધ છે. આ વિવરણોમાં આપણને ભક્તિ, જ્ઞાન, યોગ, કાવ્ય તથા વિચારસૌંદર્ય તેનો મેળાપ જોવા મળશે.



દરેકની ‘ઈશ્વર’ માટેની ચાલતી બાહ્ય શોધ તે એક ભૂલ હોઇ, ‘ઈશ્વર’ એ બહાર કશે નહીં, પરંતુ પોતાના અંદરનો ‘હું છું’ એ જાગૃતિ તે જ ઈશ્વર છે તે વાચકોને હવે અહી ધ્યાનમાં આવશે.

દરેકને ‘ઈશ્વર’ જોઈએ એટલે વાસ્તવિક રીતે તેને પોતાનીજ મુલાકાત જોઈએ, પણ તેની પોતાની જ પોતાના સાથે ન થયેલી મુલાકાત તેને જીવનભર પીડા આપે છે અને દર દર ભટકાવે છે. શોધતા શોધતા તેને ‘તું જ ઈશ્વર છે’ એવું કહેનાર એક વ્યક્તિ મળે છે અને તેના કહેલાં વચનો પર વિશ્વાસ મૂકવાથી પોતે જ પોતાને મળે છે અને કૃતાર્થ થાય છે. તે કૃતાર્થતા વાચકોને અહી સહજતાથી ઉપલબ્ધ થશે.

શ્રી નિસર્ગદત્ત મહારાજ નું સાહિત્ય વાંચતાં વાંચતાં પ્રત્યેકને એક સર્વકાલીન આવેલ અનુભવ એટલે વાંચતી વખતે તેમણે અંદરથી ખુબજ સારું સારું લાગે; કારણકે વાંચતી વખતે

વાંચનારને અંદર 'હું છું' તે જાગૃતિ સ્પષ્ટ થવા લાગે, સ્વચ્છ થવા લાગે છે. કારણ તેને અહિયાં તેની જ માહિતી મળે છે, અને તેની માહિતી માટે તેની ચલાવેલી સાધનારૂપી ખટપટ યોગ્ય માર્ગ પર આવી ને 'તે હું છું' તે ચેતના તેના ઉદગમ સ્થાને પહોચે છે અને ત્યાં સ્થિર થાય છે.

શ્રી મહારાજના આ વિવરણમા 'હું છું' તે ચેતનાના બે ભાગ જોઈ શકશો. એક 'હું છું' તે જાગૃતિ અને બીજી 'હું છું તે જાગૃતિને જાણનાર ચેતના'. 'હું છું' તે જાગૃતિનો બોધ જેમ જેમ સ્થિર થાય તેમ તેમ આપણે ચેતનાના જાણનાર છીએ તે આપણાં ધ્યાન માં આવે છે. 'હું ઈશ્વર છું અને ઈશ્વરને ઓળખનાર તેનાથી અગાઉ નો હું છું – તેનો હું જાણનાર છું' – એજ નિશ્ચય અહિયાં શ્રી મહારાજ વાચકોને આપે છે.

શ્રી મહારાજના વિવરણોમાં એક વિશેષતા એ છે કે શ્રી મહારાજ માત્ર 'ચેતના' અને 'ચેતનાને જાણનાર' આ



વિષય પર જ બોલે છે. કેવી રીતે વર્તવું, કર્મ કેવી રીતે કરવા, વ્યવહારની વર્તણુકના નિયમ વગેરે શ્રી મહારાજ નિર્દેશિત કરતાં નથી. તમે કેવા ઈશ્વર છો અને તેને પણ તમે જાણનારા ઓળખનારા કેવા છો એટલું જ તે કહે છે. બોલતા બોલતા તેઓ સાંભળનારાને એવો ધક્કો આપે છે કે સાંભળનારને તે ધક્કો વારંવાર મળે તેવી લાગણી ઉત્પન્ન થાય છે. કારણકે એમાં જીવનું મરણ છે, મુક્તિ છે એવું અનાયાસે જ તેના ધ્યાનમાં આવે છે અને વાંચતી વખતે જ તેની એક પ્રકારની માર્ગ પરની યાત્રા શરૂ થઈ જાય છે અને 'હું જ બ્રહ્મ છું' તેવો બોધ થાય છે. આજ સ્વરૂપનિશ્ચય પ્રત્યેકને લાભે એવું શ્રી મહારાજ એમની દેશના દ્વારા કહેવા માંગે છે.

શ્રી મહારાજના બોલવામાં એક પ્રકારની સહજ સુંદરતા છે. શ્રી મહારાજ કહે છે, "સૂર્ય ભલે ગમે તેટલો તમારાથી દૂર હોય પણ તમારી દ્રષ્ટિ

તેના સુધી પહોચે છે એટલે તમારી અંદર જ ચેતના છે તે કેટલી વ્યાપક છે તે જો". આગળ એક ઠેકાણે શ્રી મહારાજ કહે છે, "તમારું નામ તોયે શું છે ? તમારી માતાએ આપેલી/રચેલી કવિતા છે તે". આપણાં લૌકિક જીવનમાં નું નામ તે આપણી માતાએ રચેલ કવિતા છે અને તે કવિતાને આપણે જપવી જોઈએ, તે નામ આપણે રાખવું જોઈએ આ તેનો એક અર્થ.

અધ્યાત્મિક જીવનમાં પણ સદગુરુ આપણને એક નામ આપે છે; 'તું પરબ્રહ્મ છે' તે જ નામ, તે જ નિશ્ચય તું લે અને તે જ નિશ્ચય તું દ્રઢ કર, આ બીજો અર્થ. આજ નિશ્ચય વધારતા રહેવું તે ભક્તિ, સાચવી રાખવું તે તપ અને તે નિશ્ચયની જીવનયાત્રામાં ચાલતા રહેવું તે જ પરમાર્થ છે.

આ વચનામૃતોમાં માત્ર અધ્યાત્મિક પરમાર્થિક વચનો જ નથી પરંતુ દૈનિક જીવનમાં ઉપયોગી થાય તેવા વચનો પણ છે. જીવન જીવવાની પૂર્ણ કળા-પ્રેરણા તેમાથી આપ સૌ ને અવશ્ય મળશે.



ઉદાહરણ તરીકે કેટલાક વાક્યો જેવા કે –

- બીજામાં પરીવર્તન લાવવું જરૂરી નથી, તેવું કરવું શક્ય પણ નથી, પણ તમે પોતાને બદલી શકો.
- જીવન આવે તેવું સ્વીકારો, પછી તે તમને ઈશ્વરીય કૃપા જેવુ લાગશે.
- સાચું સુખ પરિસ્થિતી પર અવલંબિત નથી હોતું ...વગેરે

બહારની કોઈપણ વાત વ્યક્તિને બાંધી શક્તી નથી. વ્યક્તિની ઈચ્છાઓ જ તેને બંધનયુક્ત કરે છે એમ કહેતા શ્રી મહારાજ કહે છે, "બાહ્ય જગતે તમારા પર કેટલા અંશે પોતાની સત્તા ગજાવવી તે તમારા હાથ માં છે." બધુ જ કઈ આપણાં જ હાથમાં છે. પૂર્ણ જગત સારું જ છે. તેઓ આપના પર ગમે તેટલી બળજબરી કરે તો પણ આપની શાંતિ-જ્ઞાનનિશ્ચય અબાધિત રાખવો તે

આપણાં હાથમાં છે.  અને તે આપણે સતત કરવાનું છે.

મરાઠીમાં શ્રી તુકારામ મહારાજ કહે છે – "નિશ્ચયાચે બલ, તુકા મનહે હે ચી ફલ' એટલે કોઈપણ વ્યક્તિને નિશ્ચયબળ પ્રાપ્ત થાય તે જ સાધનાનું ફળ છે.

જ્યારે શ્રી સમર્થ નું વચન છે – "આત્મસ્થિતિ નિશ્ચયાચિ, હે ચી દશા મોક્ષશ્રી ચી.  અહમ આત્મા હે કધિ હી વિસરું નયે." એટલે જે પણ નિશ્ચયની આત્મસ્થિતિમાં ગળાડૂબ રહે તે જ મોક્ષની દશા છે.  હું આત્મા છું એવું ક્યારેય ન ભૂલવું.  ઉપરોક્ત સંતોની વાતો અહિયાં શ્રી નિસર્ગદત્ત મહારાજની એક અલગ જ અને સ્વતંત્ર શૈલીમાં આપણને અહી જોવા મળનાર છે.

શ્રી મહારાજ ની દેશના એકદમ સટીક છે.  તેઓ કાયમ કહેતા, "શ્રી કૃષ્ણ પરમાત્મા તરીકે જીવી ગયેલ



ચેતના અને તમારી ચેતના એક જ છે. બરોબર તે અને તે જ".  ક્યારેક જમણા હાથની ચપટી વગાડી હાથ આગળ કરી અને આંખો મીચી મહારાજ કહે છે કે – "આ જે તમારા બારીક, અતિ બારીક વાળના પણ હજારમાં ભાગ જેટલી સૂક્ષ્મ ચેતના રહેલી છે, તેની તરફ ધ્યાન કેન્દ્રિત કરો.  તે જ  શ્રીસદ્ગુરુચરણ છે.  તેનું સેવન કરો.  તે જ વપરાશમાં લ્યો.  તે જ મૂળ વિચાર.  ઈતર વિચારોની પાછળ ના પડતાં.  આ એક જ વિચારને, અમે આપેલા નામ ને – માફીનો સાક્ષીદાર બનાવો.  પછી તે તમને બધુ કઈ કહેશે."   તે કયારેક ભક્તો તરફ આંગળી ચીંધી અત્યંત આર્દ્રતાથી પૂછતાં હોય છે કે "અરે, વિશ્વ તમારા પર અવલંબિત છે કે તમે વિશ્વ પર ? તમારો અંતિમ ક્ષણ તરીકે તમે જેને સમજો છો તેનો લોપ એટલે કે તમારું મરણ કે પરિપૂર્ણતા ?  તો

હજુ સુધી દેહબુધ્દ્િ કેમ છૂટતી નથી ?”.

શ્રી મહારાજએ એક અધ્યાત્મિક આશ્ચર્ય જ છે. તેમની જ્ઞાનચર્ચા સાંભળીને આપણને અન્ય ઠેકાણે ના સમજાયેલ અધ્યાત્મિક વિષય અહી ‘સર્વત્ર ઈશ્વર છે’ તે તરફ વલણ લે છે. શ્રી મહારાજ કહે છે “ફૂલદાનીમાં સુકાયેલ તાજા ફૂલ જ્યાં સુધી સંપૂર્ણપણે કરમાયા વગર હું ક્યારેય તેને ફેકી દેતો નથી. તે પ્રત્યક્ષદર્શન છે મારા સ્વાદનું (અસ્તિત્વનું). આ લીલુંછમ ઘાસ (ફૂલદાનીમાં રહેલા લીલા ઘાસ તરફ જોઈને) મને ઘણું પ્રિય છે. તે આત્માની ભીનાશ છે.”

શ્રી નિસર્ગદત્ત મહારાજના નામ માનું ‘દત્ત’એટલે ‘પ્રત્યક્ષ’ એટલી જ ભાવના છે, દત્તમુર્તિની નહીં. નિસર્ગમાં બધી જ તરફ શું છે ? તો ‘પરબ્રહ્મ’છે, એટલોજ શ્રી મહારાજના નામ નો અર્થ છે.



શ્રી મહારાજના વિવરણમા ગણપતિ એટલે એકોહમ ના અગાઉનો એવો અર્થ છે. શ્રી મહારાજ કહે છે “અરે, ગુરુએ જે કહ્યું તેનો વિવેક ન કરતાં માત્ર શબ્દ પકડીને બેસવું તે શું જ્ઞાન છે ?”. તમને કહેલાં શબ્દોનો તેમણે અભિપ્રેત થયેલ અર્થ અને આપણને સમજાયેલ અર્થ શું ચકાસી લેવો ન જોઈએ ? તેવું કરવું એ જ વિવેક છે. અન્યથા શું ? આવ્યા તેવા ગયા.

સદગુરુની યોજના તે સંસારમાં ના સમારકામ કરતાં નથી પરંતુ જ્ઞાનના યોગ્ય સમજ માટે છે, તે સ્પષ્ટ થવું બહુ જરૂરી છે. તો જ સાચો પરમાર્થ સમજાશે અને યોગ્ય સમજણ પ્રમાણે વર્તન કરતાં આવડશે. પોતાના પ્રશ્નો મહારાજ આગળ મુક્તા સર્વ જ્ઞાનપિપાસુઓ ને માત્ર એક જ જવાબ “અમારી પાસે આવી ને જેણે પોતાનો પૂર્ણ વિચાર કર્યો છે તેને ચિંતા કરવાનો સમય આવશે નહીં, અને જો ચિંતા કરવાની થશે તો તે કાળ (સમય) કરતો

રહેશે." તેવું જ શ્રી મહારાજ કહે છે કે "અહી પરબ્રહ્મ ગુંચવાયેલ બ્રહ્મ ને જ્ઞાન આપે છે. હું એક વ્યક્તિ, વ્યક્તિને જ્ઞાન આપતો નથી. હું એક શુધ્ધ ચૈતન્ય સાથે બોલું છું પણ તમે એક વ્યક્તિ તરીકે તે સાંભળો છો એટલે તે સમજાતું નથી. હું ચેતનાને સંભળાવું છું, તમારા દેહ ને નહીં. ચેતના જો નહીં હોય તો મડદાને કોણ સંભળાવશે ? અહી ચેતના જ ચેતનાને ચેતનાની માહિતી સમજાવે છે."

શ્રી મહારાજને પુછવામાં આવતા પ્રશ્નો તેમણે તેમના સ્વરૂપ પર કરવામાં આવેલ ખોટા આરોપ ની જેમ લાગે છે અને તે પોતાની ઉપર લાગેલા આરોપો ને તેને ઉત્તર આપી વખોડી કાઢે છે. તેમના જવાબમાં પોતાના ઉપર મરણનો દોષ (આરોપ) લાગ્યો હોય તે વખોડી કાઢવો જોઈએ તે બાબત પર તેઓ ભાર આપે છે.

શ્રી મહારાજની પોતાની કોઈ જ ઈચ્છા કે અપેક્ષા નથી અને તેમની પાસે આવનાર પાસે પણ તેઓ એવી જ રીતે



વર્તે છે. તે કહે છે,"તમે પોતે કેવા છો આ બાબતની ખાતરી/ચોકસાઇ કર્યા સિવાય અહિયાં કશું લાવશો નહીં. જ્ઞાન થયા પછી કશું પણ લાવશો તો ચાલશે, તે ઓછું જ પડશે. તમને પોતાની કિમત સામે જગતની કિમત તણખલા સમાન છે તેવું જ્યારે સમજાશે ત્યારે ગમે તેટલી વસ્તુઓ લઈને આવો." એક વખત એક ભક્તે શ્રી મહારાજ પાસે થી નામ-મંત્ર ગ્રહણ કર્યા બાદ મહારાજશ્રી શ્રીફળ અને દક્ષિણા અર્પણ કર્યા. આ ઘટના પર પ્રત્યાઘાત આપતા શ્રી મહારાજ કહે, "અરે હું શું ઉપાધ્યાય છું ? શ્રીફળ અને દક્ષિણા લેવા માટે, તે તેઓનો ધંધો છે. તે મારો ધંધો નથી. તો મારો ધંધો શું છે ? મારી પાસે આવેલ ને એષણામુક્ત કરવા તે જ અમારો ધંધો છે."

શ્રી મહારાજ નું કહેલું કાળજીપૂર્વક સાંભળવું અને તે પ્રમાણે જ વર્તવું એટલુજ 'અહી' કરવાનું છે.

"'(ચેતનામાં સ્થિત)' શાંત રહીને પરમાત્માનું સેવન કરવું એ ક્રિયા કોઈને પણ ગમતી નથી. તેના થી ઊલટું – બહિર્ભાવ – પછી તે પરોપકાર ભાવે કેમ ના હોય - સાવરણું લઈ ને વાળવું – એવું ગમે અથવા તો સેવાના આવરણ તળે ખાલી કોઈ કર્મ કરવા ગમે" તેનો મહારાજના શબ્દોમાં અર્થ જોઈએ તો એવો થાય કે, "ચેતનામાં શાંત/સ્થિર નહીં રહી શકતા વ્યક્તિઓ ને ક્રિયા-કર્મકાંડની પછેડી ઓઢી લેવી પડે છે. એકાંતમાં બેસીને પોતાની તરફ જોતાં બેસવું, પોતાને સામે જવું તે મોટા માં મોટું ધૈર્ય છે." તે ફાવતું નથી એટલે સેવાના આવરણ હેઠળ સાધક બાહ્ય ક્રિયા માં લિપ્ત રહે છે.

શ્રી મહારાજના આ વિચારો સર્વાંગ એક સાથે ના વાંચતા થોડા થોડા સમયે રોકાઈ જવું આવશ્યક છે. તે વિચારોના અર્થના ઉદગમસ્થાન સુધી, શાંત તળિયા સુધી જવું અપેક્ષિત છે.



તો જ તે વિચાર વાંચનારની ચેતનાને ચેતનાના જાણનારા તરફ ખેંચાણ વધશે.

"હું જ્ઞાનસ્વરૂપ છું" આ યોગ્યતાનો નિશ્ચય કોઈપણ પરિસ્થિતીમાં પડવો/તૂટવો ન જોઈએ" આજ નિશ્ચયની સિધ્ધિ માટે આપણે અહિયાં બધા આવ્યા છીએ. એકાદ સિધ્ધહસ્ત ગાયકના ઘર માનું એક નાનકડું બાળક આશ્ચર્યકારક રીતે સુરેખ અને સુમધુર ગાય. તેવી રીતના જ શ્રી મહારાજ ના ઘર ની આંગણવાડીમાં શિખતો નાનકડો પૌત્ર પણ પોતાની માતાને તાકીદ કરતો હોય, "તું મને મારીશ નહીં, હું બ્રહ્મ છું." આવોજ નિશ્ચય આપણાં સૌ નો થાય તેવી શ્રી મહારાજ ચરણે વિનમ્ર પ્રાર્થના.

સચિન ક્ષીરસાગર
પૂણે

## શ્રી નિસર્ગદત્ત મહારાજ નો અલ્પ પરિચય

**નામ** : **શ્રી મારુતિરાવ શિવરામપંત કાંબલી**

**ધારણ કરેલ નામ** : **"નિસર્ગદત્ત"**

**જન્મ** : **ચૈત્ર પુર્ણિમા, સવાર નો સમય, ૧૮૯૭ ની સાલ, હનુમાન જયંતિ**

**જન્મ સ્થળ** : **કાંવલગાવ, જિલ્લા-સિંધુદુર્ગ**

**સદગુરુ** : **શ્રી સિધ્ધરામેશ્વર મહારાજ, પાથરી, સોલાપુર, મહારાષ્ટ્ર**

**મુખ્ય ગ્રંથ** : **અનેકાં સાધકો સાથે થયેલ સુખસંવાદની મૂળ મરાઠી પ્રવચનોના રેકોર્ડિંગ માંથી**

**અનુવાદિત ગ્રંથ** : **'I am That' અંગ્રેજી માં સર્વપ્રથમ. આ ગ્રંથ ના વિશ્વ ની વિવિધ ૧૮ ભાષાઓમાં તથા ૩ ભારતીય ભાષાઓમાં**

**મુખ્ય ઉપદેશ** : **'હું છું' તે ચેતના પર ધ્યાન રાખવું અને 'હું છું' તે ચેતનાનો પણ 'હું જાણકાર છું' તે ઓળખવું .**

**સમાધિ** : **તા. ૮ સપ્ટેમ્બર, ૧૯૮૧, ભાદરવો સુદ નવમી (ગૌરી વિસર્જન), સાંજે ૭.૩૦ વાગે.**



## અનુવાદક નું મનોગત

શ્રી નિસર્ગદત્ત મહારાજનું આ પુસ્તક આપણાં ગુજરાતી સાધકો સમક્ષ મૂકતાં અત્યંત આનંદ ની લાગણી અનુભવું છું.

અત્યાર સુધી ગુજરાતીમાં 'આત્મબોધ' કે જે શ્રી નિસર્ગદત્ત મહારાજની જગ વિખ્યાત પુસ્તક 'સુખ સંવાદ' નું ભાષાંતર આપણાં વિદ્વાન શ્રી માવજીભાઇ સાવલા તથા શ્રી જયરામભાઈ ઠક્કર એ કરેલ તેના સિવાય શ્રી નિસર્ગદત્ત મહારાજ નું અન્ય કોઈ સાહિત્ય ગુજરાતીમાં ઉપલબ્ધ નહોતું. તે પુસ્તક પણ હાલમાં આઉટ ઓફ પ્રિન્ટ હોઈ સાધકો પાસે મહારાજના વિશાળ જ્ઞાન સાગર રૂપી ઉપલબ્ધ સાહિત્ય થકી માર્ગદર્શન મેળવવા માટે એક સીમિત સામગ્રી ઉપલબ્ધ હતી.

ઘણા વર્ષો પહેલા શ્રી સચિન ક્ષીરસાગર સાથે તેમના ઘરે તેમની પ્રથમ મુલાકાત દરમ્યાન તેમણે આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર આહ્વાન કર્યું. અમે પણ તે આહ્વાન સહર્ષતા થી સ્વીકારીને તે કાર્ય ચાલુ કર્યું. બાદમાં અમુક મરાઠી શબ્દોના અર્થોમાં ગૂંચવાડો ઊભો થતાં તે કાર્ય ખોડંગાતું રહ્યું. અમારું માનવું હતું કે

શબ્દોનો યોગ્ય અર્થ વગર તે ભાષાંતર અધૂરું જ હોય.

ગત દિવાળીની આસપાસ જ શ્રી સચિન ક્ષીરસાગરજી નો ફોને આવ્યો અને તેમણે જે ગૂંચવણો હતી તેનું નિરાકરણ કર્યું અને એક નવીન અને અનેરો ઉત્સાહ પ્રેરી આ પુસ્તકનું ભાષાંતર પૂરું કરવા આહ્વાન કર્યું. એક નવીન અનુભવ થયો કે જે પુસ્તક ચાર વર્ષમાં પૂરું ના કરી શક્યો તે માત્ર દસ દિવસમાં પૂર્ણ કરી સંપૂર્ણ પુસ્તક સ્વરૂપે તૈયાર કર્યું. આ પૂર્ણ કાર્ય ને યશ આપવામાં શ્રી નિસર્ગદત્ત મહારાજે શ્રી સચિનજી ને માધ્યમ બનાવી મને પ્રેરિત કર્યો અને આ કાર્ય મારી પાસે પૂર્ણ કરાવ્યુ.

આ કેવળ શ્રી નિસર્ગદત્ત મહારાજની કૃપા અને આશીર્વાદ થકી જ શક્ય બની શક્યું છે.

એક વાર જેવુ આ પુસ્તકનો અનુવાદ પૂર્ણ થયો ને તરત જ એ સાથે શ્રી નિસર્ગદત્ત મહારાજના અન્ય સાહિત્યના અનુવાદ માટે ના દ્વાર ઉઘડી ગયા હોય તેમ અન્ય પુસ્તકોના અનુવાદો પણ ગુજરાતીમાં ઉપલબ્ધ કરાવવા માટે ની ઉર્જા જાણે કે ઉતરી હોય તેમ એક પછી



એક અન્ય ચાર પુસ્તકોના પણ ગુજરાતી માં અનુવાદો થઈ ગયા.

આ પુસ્તકનાં અનુવાદ ને ભાષાકીય દ્રષ્ટિએ ચકાસવા માટે મુરબ્બી શ્રી નિલેષભાઈ થાનકી, પૂર્વ મુદ્રણ અધિકારી, ગુજરાત સરકાર નો હું ખૂબ ખૂબ આભારી રહીશ.

આ સાથે હું શ્રી સચિન ક્ષીરસાગર, શ્રી ભરત શિંપી (જલગાંવ) , શ્રી શ્યામ કોરડે (વડોદરા) કે જેમને પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે આ પુસ્તકને પૂર્ણ કરવામાં મદદરૂપ થયા તે બદલ હું તેમનો ઋણી છું.

આ પવિત્ર સેવા કાર્ય મારી પાસે થી કરાવી લેવા માટે હું શ્રી નિસર્ગદત્ત મહારાજનો સદાય ઋણી રહીશ.

**ઉદય કુલકર્ણી**
**ભરુચ, ગુજરાત.**
**મોબાઇલ : ૯૮૯૮૫૮૯૩૩૬**
**તા. ૦૨.૦૧.૨૦૨૧**

# નિશ્ચય



૧

**સંત એટલે શાંત, હું જ્ઞાની છું એવી કલ્પના સુદ્ધાં નહીં.**

## ૨

**સાંભળવું (શ્રવણ) એટલે તે પ્રમાણે નું આચરણ.**



## ૩

**સંસારત્યાગ કરવાનો નથી પણ આપણી અયોગ્ય બુદ્ધિનો ત્યાગ કરવાનો છે.**

## ૪

**વસ્તુ હોય પણ તેનો**

**ઉપયોગ કરવાની ઈચ્છા**

**ન થાય, તે ખરું વૈરાગ્ય.**



## ૫

**બીજાનો વિચાર ન**

**કરશો, માત્ર પોતાનો જ**

**પીછો કરો.**

૬

**સૌ માં પવિત્ર વસ્તુ તે**

**આપણે છીએ તે જ્ઞાન.**



૭

**તમારી ભૂલોમાં થી**

**શીખો અને તેનું  ફરીથી**

**પુનરાવર્તન ના થાય**

**તેની કાળજી લ્યો.**

## ૮

**માનસિક અને ભાવનાત્મક દ્રષ્ટિએ પોતાને વ્યવસ્થિત સુધારો.**



## ૯

**પ્રત્યેકને પોતાના સ્વભાવ પ્રમાણે વરતવા દો.**

**૧૦**

**ઈચ્છાઓ ના કારણે તમે સુખદુ:ખમય જગતનું નિર્માણ કર્યું છે.**



**૧૧**

**આપણી કલ્પનાઓ સિવાય કોઈજ આપણ ને દુ:ખ(ત્રાસ) આપી શકતું નથી.**

## ૧૨

**પોતાને અને અન્યોને**

**દુખવવાનું બંધ કરો.**

**દુ:ખભોગ રોકો અને**

**જાગ્રત થાવ.**



## ૧૩

**પથ્થર સુદ્ધાં ચેતન અને**

**સજીવ હોય છે.**

## ૧૪

**જ્ઞાની કોઈ પણ સાથે**

**સ્પર્ધા કરતો નથી.**



## ૧૫

**મને કશા ની જરૂર**

**નથી; હું પૂર્ણ છું એ**

**ભાવનામાં જ રમો.**

**૧૬**

**કોઈપણ ગરજ એટલે ભિખારીપણું/રંકપણું. તે રંકપણું આવ્યું છે આપણી સ્વરૂપ વિસ્મૃતિના કારણે.**



**૧૭**

**કલ્પના અને કામના (ઈચ્છાઓ) પૂરી થતાં જ સંસાર પણ પૂરો થાય છે.**

१८

**પ્રેમ આળસી નથી હોતો.**



१९

**જીવન જેમ છે તેમ સ્વીકારો, પછી તે તમને ઈશ્વરકૃપા છે તેમ લાગશે.**

**૨૦**

**સત્ય અને પ્રેમ એ મનુષ્યોનો ખરો સ્વભાવ છે.**



**૨૧**

**પોતાને હિન દ્રષ્ટિ થી જોનાર મનુષ્ય પોતાના પર અથવા અન્યો પર વિશ્વાસ કરી શકતો નથી.**

**૨૨**

**વાસનાઓ ને કારણે**
**સંસાર સત્ય લાગે છે.**
**(ભાસે છે)**



**૨૩**

**જે બધુ તમને પરાધીન**
**બનાવે છે તે સૌ કાઇ થી**
**સાવધ રહો.**

## ૨૪

**લોકો પરમાર્થ માટે આમ તેમ ફરે છે, તે નક્કર ગાંડપણ જ છે.**



## ૨૫

**તમે પરમાર્થ માનો કે ન માનો, સાકારનું નિરાકાર થશે જ.**

## ૨૬

## શાંતિ ટકવી જોઈએ.



## ૨૭

## આત્મવિશ્વાસનો ભંગ ન કરશો.

## ૨૮

**આળસને નિજસમાધિ**

**ન માનશો.**



## ૨૯

**જગતની વિવિધ**
**આકર્ષક વસ્તુઓ,**
**પોતાનું શરીર અને આ**
**બાબતો પ્રત્યે**
**પોતીકાપણાનો ભાવ,**
**એ દરેક વ્યક્તિએ જાતે**
**જ ઓળખવાનો છે અને**
**તેને દૂર કરવાનો છે.**

## ૩૦

**વિશ્વમાં ગમે ત્યાં જાઓ, ગમે તેને મળો, પરંતુ તમારી ઈચ્છાઓ (કામનાઓ) ને તાબે ન થશો.**



## ૩૧

**જગતમાં કોઈનાથી યે વિરોધ ના કરતાં.**

## ૩૨

**જ્યાં માન-સમ્માનની ઈચ્છા હોય ત્યાં ઘોર અજ્ઞાન સમજવું.**



## ૩૩

**હું જ્ઞાની છું, ભક્ત છું, તેવી નાસમજ ન રાખવી.**

## ૩૪

**હવે હું ભગવાન (ઈશ્વર) નું ધ્યાન ધરું છું એવી કલ્પના પણ ઉઠવા ના દેશો.**



## ૩૫

**ભયને કારણે, આપણાં હોવાપણાં નો અભાવ સાલવાની શક્યતા છે.**

## ૩૬

**આપણાં હોવાપણાંની મીઠી અનુભૂતિ ને વિચારરહિત રાખો.**



## ૩૭

**જેટલું નિ:શબ્દ રહી શકાય તેટલું રહો. (શક્ય તેટલું નિ:શબ્દ રહો.)**

## ૩૮

**મનનો અને કલ્પનાનો
જેને વિક્ષેપ (ખલેલ) નાં
પહોચે તે પૂર્ણપુરુષ.**



## ૩૯

**જેને પોતાના અસ્તિત્વનું
વિસ્મરણ થાય, તેને
પાપ, પુણ્ય કે મરણ કઈ
જ ના સ્પર્શે.**

**૪૦**

**વિવિધ મંદિરોમાં**
**સ્થાપિત દેવી-દેવતાઓ**
**અને તમારા**
**હૃદયમંદિરમાં રહેલ દેવ**
**ભિન્ન નથી, પરંતુ એકજ**
**છે તેવો નિશ્ચયભાવ દ્રઢ**
**થવા દ્યો.**



**૪૧**

**દુ:ખોની નિવૃત્તિ કરવા**
**માટે વૃત્તિની સમાપ્તિ**
**થવી અતિયાવશ્યક છે.**

## ૪૨

**દેહની સ્મૃતિ હોય ત્યાં**

**સુધીજ ભય.**



## ૪૩

**‘સર્વ આપણેજ છીએ’**

**તો ભય શાનો ?**

## ૪૪

**તમારો આંતર્નાદ પ્રચંડ હશે તો તમારી ચેતનાજ (આંતરિક) તમને યોગ્ય માર્ગ બતાવશે.**



## ૪૫

**તમારો નિશ્ચય જેટલો ગાઢ થયો હશે,  તેટલીજ યોગ્યતા થી તમે સામર્થ્યવાન થશો.**

## ૪૬

મનનો અર્થ સ્વીકાર્યો

નહીં તો ? વાસ્તવિકતા

માં કોઈને જ કોઈનાથી

બંધન નથી.



## ૪૭

ચેતના એજ ઈશ્વર છે

એવો દ્રઢ નિશ્ચય કરો

અને તેને જાણી

(ઓળખી) લ્યો.

## ૪૮

**શુધ્ધ ચેતના ક્યારેય**

**વિરોધ કરતી નથી.**



## ૪૯

**કશું પણ કરો પરંતુ શુધ્ધ**

**ચેતના થઈને રહો.**

## ૫૦

**દેહ સાથે ની એકરૂપતા**
**જ નવી નવી ઈચ્છાઓ**
**નિર્માણ કરે છે.**



## ૫૧

**પોતાની શોધ કરો; પછી**
**દરેક બાબતો**
**આપોઆપ સુવ્યવસ્થિત**
**થવા લાગશે.**

# પર

**ચેતના એ સર્વશ્રેષ્ઠ ચિત્રકાર છે. સંપૂર્ણ જગત તેનું ચિત્ર છે.**



# પ૩

**આત્મવિક્સિત માનવ**

**એટલે**

**જ ઈશ્વર.**

## ૫૪

**કર્મ અને જ્ઞાન, એક બીજાના હાથ માં હાથ પરોવી એક સાથે જ હોવા જોઇયે.**



## ૫૫

**કોઈને ફસાવશો નહિ, દુ:ખવશો નહિ. તમારા વિશ્વાસ પ્રમાણે વર્તો અને જે કરો છો તેના પર વિશ્વાસ રાખો.**

## ૫૬

**શ્રદ્ધા ડગમગી એટલે બધો ગોટાળો ઉત્પન્ન થાય છે.**



## ૫૭

**સાચું સુખ પરિસ્થિતી પર આધારિત નથી.**

## ૫૮

**નાનકડી જરૂરિયાત**

**એટલે  અપૂર્ણતાજ છે.**



## ૫૯

**Prestige (પ્રતિષ્ઠા) અને**

**Dignity (ગૌરવ) વગેરે**

**વૃત્તિનો જ ધર્મ છે.**

## ૬૦

**ઈશ્વર ચેતના ની**

**હાજરીમાં જ દ્રષ્ટિગોચર**

**થાય.**



## ૬૧

**અન્યો સાથે આપણને**

**ફાવતું નથી, આ**

**દ્રેષભાવ સ્વભાવમાં થી**

**નિર્મૂળ થવો જોઈએ.**

**૬૨**

**જ્ઞાનીનું (જ્ઞાની**
**વ્યક્તિનું) મન**
**વ્યક્તિગત (વ્યક્તિમન)**
**નથી હોતું, તે વિશ્વગત**
**(વિશ્વમન) હોય છે.**



**૬૩**

**કોઈપણ કાર્યમાં 'પરંતુ'**
**આ શબ્દ આવે એટલે તે**
**કાર્યમાં અવરોધ ઉત્પન્ન**
**થાય છે.  ઉત્તમ ભક્તને**
**'પરંતુ' શબ્દની કોઈ**
**જરૂર જ નથી.**

## ૬૪

**જપ, તપ, ગણતરી**

**એટલે ભક્તિ નથી.**

**ભક્તને માત્ર એકજ**

**જ્ઞાન,'આપણાં**

**હોવાપણાં નું  જ્ઞાન'.**



## ૬૫

**પરમાત્મબુધ્ધિ રાખવી**

**પણ 'તે' પરમાત્મા છે**

**એવી બુધ્ધિ ન રાખવી.**

## ૬૬

**‘હું નિર્મળ છું’ એવી ધારણાથી રહો.**



## ૬૭

**ના ગમ્યું તો છોડી દ્યો; પણ ગુરુ આ બે અક્ષરોની નિંદા ક્યારેય ના કરશો.**

## ૬૮

**જ્યારે પોતાને ભુલશો ત્યારેજ ખરો વિરામ મળશે.**



## ૬૯

**જગતની ભક્તિ માત્ર ઉદરપૂર્તિ જ છે; આવા ભક્તો/ભક્ત પોતાનો 'પોતેજ' સ્વયંનો 'સ્વયં' પરમાત્મા થતો નથી.**

## ૭૦

**અગરબત્તીમાં – સળી એ જ દેહ.  તેમાં અગ્નિ છે અને ધુમાડો તે પ્રાણ છે અને સુગંધ એ જ ચેતના છે.**



## ૭૧

**વ્યવહારમાં વૈરાગી છું તેમ કહી કોઈ પણ કાપકૂપ કરશો નહીં.**

## ૭૨

**આપણાં હોવાપણાની જે ઓળખ છે તેને જે ક્યારેય ભૂલતો નથી તે જ ભક્ત છે.**



## ૭૩

**જે થશે તેવું થાવો, આત્મનિશ્ચય દ્રઢ કરતાં જાવ.**

## ૭૪

તમારા મનમાં ઉદ્વેગ

થાય છે ?  તો તેનો

સાક્ષી 'સ્વ' છે, તેને

પકડી રાખો.  તે જ

નિવારણ કરશે.  કોઈ

બીજા પાસે જવાની

જરૂર નથી.



## ૭૫

નિ:શબ્દ જ રહેવું

જોઈએ.  એટલેજ

નિર્વિચાર થવું જ રહ્યું.

## ૭૬

**કર્મકાંડો એ વૃત્તિની નીપજ છે. તેનાથી સ્વરૂપ પ્રાપ્તિ શક્ય નથી.**



## ૭૭

**'હું છું ' એ અનુભવ પચાવતા આવડવો જોઈએ, નહિતર શું અર્થ છે એ જીવનનો ?**

# ૭૮

**આત્મજ્ઞ થાવ, શબ્દ્જ્ઞ શા માટે થાવ છો ?**



# ૭૯

**‘હું કોણ છું ?’ કરતાં ‘હું શું છું’ તે ઓળખવું વધુ મહત્વનું છે.**

## ૮૦

**માનવહૃદય તે**

**ઈશ્વરહૃદય છે.**



## ૮૧

**ધ્યેય પ્રત્યે સંપૂર્ણ સમર્પણ અને અભ્યાસ પ્રત્યેની પ્રમાણિકતા જ તમને તમારા ધ્યેય સુધી પહોચાડશે.**

## ૮૨

**દેહમાં તું છે તો પણ શું ?**

**એટલું જો, પછી જ બધા**

**સાંસારિક વિચારો**

**અટકશે.**



## ૮૩

**દ્વૈતભાવ નો લોપ એટલે**
**જ પ્રેમ.**

## ૮૪

**દેહમાં જ્યારે મન નું મરણ થાય ત્યારે જ જ્ઞાન નો જન્મ થાય.**



## ૮૫

**જાગો અને ચેતનાની પેલે પાર જાઓ, સ્વના અર્થથી જીવો.**

## ૮૬

**જીજ્વીષાથી જ મુક્તિ**

**મળે છે નહીં કે**

**સિધ્ધાંતોથી.**



## ૮૭

**‘હું છું’ તે નિશ્ચિત છે.  ‘હું**

**અમુક છું’ તે નિશ્ચિત**

**નથી.**

## ૮૮

**તમારું નામ શું છે ?  તે**

**મા એ રચેલ કાવ્ય છે.**



## ૮૯

**મન સામાન્યત સ્થગિત**

**(શાંત) હોવું જોઈએ.**

**સતત સક્રિયતા એ**

**રોગીષ્ઠ અવસ્થા છે.**

## ૯૦

**જો તમારું નિરીક્ષણ ઊંડાણમાં સ્થિર ઉગમ તરફ સતત વળેલું રહેશે તો ધીરે ધીરે ઉગમ તરફ જશો અને અકસ્માતે ઉગમ જ બનશો.**



## ૯૧

**ખરા સુખને કારણ નથી હોતું અને જેને કારણ નથી હોતું તે સ્થિર હોય છે.**

## ૯૨

**નૈસર્ગિક, સહજ અને ઉત્સાહપૂર્વક જીવન જીવવું આવશ્યક છે.**



## ૯૩

**પરમાર્થજ્ઞાન થી સંસાર સરળ થાય છે.**

## ૯૪

તે દરેક થી સાવધાન

રહો જે તમને પરાધીન

બનાવે છે.



## ૯૫

પોતાના વિચાર,

ભાવના, શબ્દો અને

ક્રિયાઓ નું સાવધપણે

નિરીક્ષણ કરો.  આવા

નિરીક્ષણ ની પ્રક્રિયાથી

જ તમારી દ્રષ્ટિ નિર્દોષ

થશે.

## ૯૬

**સ્થિર કૃતજ્ઞતા, વિશ્વાસ અને શુભ આશા એના થી જ દેવત્વ પર સહજ માત કરી શકાય છે.**



## ૯૭

**સુખોની ઈચ્છા ત્યાગો, પછી દુ:ખ શું છે એ પણ તમને જણાશે નહીં.**

## ૯૮

સવારે દેહ ની યાદ આવે
તેની અગાઉ જે
અકળપણે પોતાનું
હોવાપણું જણાયું તે જ
ભક્તિનું રહસ્ય  છે.



## ૯૯

પોતાનીજ કલ્પનાઓથી
પોતાને ગળે ફાંસો ખાઈ
વ્યક્તિ ટિંગાઈ જાય છે.

**૧૦૦**

**હરિકથા એટલે**

**આત્મકથા એટલે**

**આપણી જ હકીકત.**



**૧૦૧**

**પરમાર્થ એટલે પોતાનો**

**જ અર્થ.**

## ૧૦૨

**હું હોશિયાર અને મને કાઈક સમજાયું આવું જરા પણ અભિમાન આવે તો તે પોતાના સ્વરૂપને પામી શકે નહીં.  પોતાના સ્વરૂપમાં ડૂબી શકે નહીં.**



## ૧૦૩

**સદાસર્વદા તમે કેવું જીવો છો, એનું કથન એટલે જ નિરૂપણ.**

## ૧૦૪

**સ્વસ્થ અને અલિપ્ત રહેવું – પોતાના વિષેની બધી જ ચિંતાઓ, સ્વાર્થી વિચારોથી, એ જ મુક્તિની અટલ શરત છે.**



## ૧૦૫

**આપણાં ધ્યાનમાં જ આપણે રહેવું, એ જ ધ્યાન.**

## ૧૦૬

**પોતાની એટલે હું કોની ચિંતા કરતો હતો તે સમજાય એટલે શું ?**



## ૧૦૭

**આપણાં માટે જ્યાં સુધી આપણે નિશ્ચિત નથી, ત્યાં સુધી ચિત્ત દૂષિત જ રહેશે.**

## ૧૦૮

**કાઈ જ પકડશો નહીં,**
**ફક્ત 'તમે છો' તે જ**
**જ્ઞાન તમારા ધ્યાન માં**
**રાખો.**



## ૧૦૯

**'સ્વ' એટલે જ્ઞાન.**
**જ્ઞાનથી જ બધા દર્શન**
**થાય છે.**

## ૧૧૦

**શુધ્ધ ચેતનમાં સ્થિર રહેવાનો અભ્યાસ કરવો એટલે જ ધ્યાન.**



## ૧૧૧

**અનુગ્રહ એટલે આપણે છીએ તેનો નાનકડો બોધ.**

**૧૧૨**

**ચેતનાની પેલે પાર જવું જોઈએ.**



**૧૧૩**

**પોતાનો શોધ લ્યો, પછી બધુ જ આનંદમગ્ન થઈ જશે.**

## ૧૧૪

**દ્રશ્ય જગતમાં જેને કશું જ નથી જોઈતું તેને જ જ્ઞાન પ્રાપ્ત થાય છે.**



## ૧૧૫

**જગત સાચું છે તેવું જો તમે માનશો તો તમને દુ:ખજ છે.**

## ૧૧૬

**મુરબ્બાની જેમ જ જ્યારે**
**પોતાનામાં ઓતપ્રોત**
**થશો ત્યારે જ જણાશે કે**
**આપણે અને આ જગત**
**વેગળું નથી.**



## ૧૧૭

**બાહ્ય જગતે તમારા પર**
**કેટલી સત્તા વાપરવી એ**
**તમારા હાથમાં છે.**

૧૧૮

કોઈપણ વસ્તુ અને

મનની કોઈપણ

અવસ્થા સતત ટકાઉ

નથી હોતી.



૧૧૯

બીજાને બદલવાની

જરૂર નથી અને તેમ

કરવું શક્ય પણ નથી;

પરંતુ તમે

અવશ્ય જ પોતાને

બદલી શકો છો.

**૧૨૦**

**‘હું છું’ આ બાબતની ખોટી ધારણાઓ જ બંધનને કારણભૂત હોય છે.**



**૧૨૧**

**વાસ્તવિક તમારી કોઈ જવાબદારી નથી. દેહબુદ્ધિ અને દેહની ઓળખ જ્યાં સુધી છૂટતી નથી એટલે જ જવાબદારીની ભાવના વ્યાપે છે.**

## ૧૨૨

**તમારી ઈચ્છાઓ અને ભયના ગુલામ થવાથી જ તમે શાંતિ ગુમાવો છો.**



## ૧૨૩

**દેહમાં ચેતના છે કે ચેતનામાં દેહ ? આ પ્રશ્નનો ઉત્તર ચેતનામાં દેહ છે.**

## ૧૨૪

**'તમે છો' તે બાબતની**
**પ્રતીતિએ ઈશ્વર**
**હોવાનો પુરાવો છે.**



## ૧૨૫

**સ્મૃતિએ સારો નોકર છે,**
**પણ ખરાબ માલિક છે.**

## ૧૨૬

**સાકાર શ્રધ્ધા તૂટે, ફૂટે તેમજ ભંગ થાય છે, તેથી નારાજી થાય છે. શ્રધ્ધા નિરાકાર જોઈએ.**



## ૧૨૭

**'તમારા હોવાપણાં નું જ્ઞાન' સર્વ દેવોનો દેવ છે.**

## ૧૨૮

**શિષ્ય યોગ્ય રીતે ના વર્ત્યો એટલે એનો અર્થ એવો કે એને કઇ સમજાયું નહીં.**



## ૧૨૯

**શુભ, અશુભ મુહૂર્ત એ બધી જ કલ્પનાઓની રમત છે.**

## ૧૩૦

**તમારા મનોવિચાર જે વહી રહ્યા છે તે ઉપરથી જ તું તારી યોગ્યતાને ઓળખ.  અમસ્તોજ બહાર ઘમંડ કેમ કરે છે.**



## ૧૩૧

**સાચા ભક્ત ની જરૂરિયાત તો ઈશ્વર કોઈપણ મારફતે પૂરી કરે છે, કારણકે તે દરેક ના હૃદય માં વસે છે.**

## ૧૩૨

**અનાવશ્યક વાતોનો સતત વિરોધ કરવો તે જ યશ નું રહસ્ય છે.**



## ૧૩૩

**સત્ય મૌનમાં જ અનુભવાય છે.**

૧૩૪

વિવિધ સુખોની
ફાયદાઓ ની લાળ
આપણે પાડીએ છીએ,
તે છોડશો તોજ
ભયમુક્ત થશો.



૧૩૫

પોતાને ધ્યાનમાં
વિસરશો તો જ સુખ કે
દુ:ખ ના અનુભવ થી
પાર થશો.

**૧૩૬**

**ધર્મ એટલે વર્તુણૂક એટલો જ અર્થ છે જગતમાં પ્રવર્તમાન ધર્મ શબ્દનો.**



**૧૩૭**

**તમે તમારી ચેતનાનું ચલચિત્ર યોગ્ય રીતે નિહાળો અને પછી તેની પાર જાવો.**

૧૩૮

બધુજ નષ્ટ થવાનું છે તે
સદાય ધ્યાન માં રાખવું
એટલે જ વૈરાગ્ય.



૧૩૯

પુષ્પમાં જેમ સુગંધ છે
તેવી રીતે જ દેહમાં ‘હું
છું’ હોવાપણાં ની ચેતના
છે.

## ૧૪૦

ચિત્ત, વિષય અને તેને
જાણનાર આ ત્રણેનું
જ્ઞાન હોવું જરૂરી છે.



## ૧૪૧

સાધુ, સંત સાધકોને શું
આપે છે ? – સાધકને
સ્વયમનું વિસ્મરણ થાય
તે સ્મરણ આપે છે.

## ૧૪૨

**‘સ્વ’ ચિંતનથી ચિંતા દૂર થાય છે.**



## ૧૪૩

**મૌન એટલે શાંત રહેવું અને ધ્યાન એટલે તેની તરફ જોતાં રહેવું.**

## ૧૪૪

**તમારી ચિંતા, દૂ:ખો જાણવા માટે 'તમે છો' (હું છું) તે જ્ઞાન ધ્યાનમાં લઈ તેનું ધ્યાન કરો.**



## ૧૪૫

**'હું છું' ની જાણકારીથી મનુષ્ય તત્ક્ષણ પરિપક્વ થાય છે.**

## ૧૪૬

સાધુને હાથ જોડીને નમસ્કાર કરવો તે નમન કર્યા. હું દેવ છું એવું મન જ્યારે સ્પર્શ કરતું નથી, તે ન-મન.



## ૧૪૭

મને કોઈ જ્ઞાની કહેતું નથી, તેથી જે દુ:ખ પામે છે તે મૂર્ખ છે.

## ૧૪૮

**‘હું છું’ હોવાનો હોશ**
**એટલે હંસ.  જેણે આ**
**હંસને જાણ્યો તે**
**પરમહંસ.**



## ૧૪૯

**‘ધ્યાન’ અને આપણું**
**‘જ્ઞાન’ જે ઠેકાણે ભેગું**
**થાય છે, તેને માટે**
**સ્વરૂપની બહાર જવું**
**અશક્ય છે.**

## ૧૫૦

**પોતાની સાથ પ્રમાણિક રહો, પછી દરેક જણ તમારી સાથે પ્રમાણિક રહેશે.**



## ૧૫૧

**જ્યારે ભેદ અને અલગતાની ભાવના ન હોય તેને પ્રેમ કહી શકાય.**

## ૧૫૨

**મનને નિર્મળ અને શાંત રાખો, પછી બધુ આપોઆપ થશે.**



## ૧૫૩

**એકાદ મોટી વ્યક્તિની ઓળખનો ઉપયોગ કરવાની કલ્પના જ્ઞાની પાસે નથી હોતી.**

## ૧૫૪

**તમે જગત વિષે બધુજ જાણો છો, પણ પોતાના વિષે કશું જ જાણતા નથી.**



## ૧૫૫

**વ્યક્તિગત ‘હું’ નો લોપ થતાં જ વ્યક્તિગત દૂ:ખોનો પણ ક્ષય થાય છે.**

## ૧૫૬

**સર્વોચ્ચ સત્ય ગતિમાન હોય ત્યારે સગુણ હોય અને સ્થિર થતાં જ 'નિર્ગુણ' થાય છે.**



## ૧૫૭

**પુજા અર્ચના કરો.  પરંતુ ચેતનાને જાણનાર ને જાણીને કરો.**

## ૧૫૮

તમારું મન નિર્મળ કરો,
હૃદય શુદ્ધ કરો, જીવન
પવિત્ર કરો.  આ જ
જગત પરિવર્તન નો આ
જ ત્વરિત માર્ગ છે.



## ૧૫૯

અનાવશ્યક વાતો
ટાળવી, સુખ અથવા તો
દુ:ખથી અપેક્ષારહિત
રહેવું અને હમેશાં
પોતાના પાર સંયમ
રાખવો એ જ તપશ્ચર્યા
જ છે.

## ૧૬૦

મંત્ર એટલે ચેતના પર શબ્દોએ કરેલા સંસ્કાર.



## ૧૬૧

ઈશ્વર પ્રાગટ્યનો અનુભવ શું હોય ?

આત્મનિશ્ચય એ જ તે અનુભવ.

## ૧૬૨

'તમે છો' એ ઓળખના ઓળખની ઓળખ થવી જોઈએ, દેવધર્મ ની નહીં.



## ૧૬૩

'અહં બ્રહ્મ' એની મશાલ જેણે પેટાવી છે, તેને ચિત્ત, મન એનો પ્રમાદ થશે નહીં અને તેનો પ્રમોદ (આનંદ) પણ ઓછો થશે નહીં.

## ૧૬૪

**સર્વ પ્રકારની આત્મવૃત્તિ**

**નો લય થવા ધ્યો.**



## ૧૬૫

**શાંતિને આનંદની જરૂર**

**નથી, આનંદ એટલે**

**કેવળ મૌન.**

## ૧૬૬

**'બ્રહ્મ થવું' એટલે**

**કાઇપણ ન હોવું અથવા**

**તો સર્વકાઈ હોવું.**



## ૧૬૭

**નિ:શબ્દતા જીવનમાં**

**ઉતરે તે જ સહજ**

**સમાધિ.**

## ૧૬૮

**મરણ એ કલ્પના નિર્વિકલ્પનામાં જ ક્ષય થશે.**



## ૧૬૯

**ભય નું કારણ આપણાં હોવાપણાંનો અભાવ હોઈ શકે.**

## ૧૭૦

**આપણાં હોવાપણાં ની મીઠાશ ને વિચારરહિત રાખો.**



## ૧૭૧

**ચેતના છે એટલે જ જગત છે.  ચેતના નથી તો જગત નથી.**

## ૧૭૨

**જે સદાય ઈશ્વર ધ્યાનમાં મગ્ન રહે છે તેને ઈતર સુખો બેસ્વાદ લાગે છે.**



## ૧૭૩

**ચેતનાને ચેતનાની ઓળખ થઈ કે આપણી હોવાપણાંની ગરજ પૂરી થાય.**

## ૧૭૪

**તમારી શ્રદ્ધાને ચોટદાર રીતે કહો – 'ખબરદાર, અન્ય કોઈ અપેક્ષા રાખી છે તો.'**



## ૧૭૫

**માનવીનું રૂપ અને માનવીની જાત જ્યાં સુધી મનમાં છે ત્યાં સુધી જ્ઞાન થશે નહીં.**

## ૧૭૬

‘તમે છો’ ના જ્ઞાનને
પ્રસન્ન કરવા માટે તમારે
તે જ્ઞાનની ભક્તિ કરવી
રહી નહીં કે દેહ ની
ભક્તિ.



## ૧૭૭

આપણું શરીર જ
આપણી જાત છે તેવો
તેવી સમજણ જ્યાં સુધી
રહેશે ત્યાં સુધી
કર્મબંધન રહેશેજ.

૧૭૮

ધ્યાન કરતી વખતે જ્યારે
ચેતના શરીરમાં રહેલ
ચેતનાને પકડે છે ત્યારે
જગત અદ્રશ્ય થાય છે,
કારણકે ત્યારે નિર્વિચાર
અવસ્થામાં આપણે
હોઈએ છીએ.



૧૭૯

પોતાના અંતરમનમાં
ડૂબકી મારો, ત્યાં જ
તમને દરેક અર્થનું
ઉદગમસ્થાન મળશે.

## ૧૮૦

ગુન્હેગારની શોધ અંતરમાં કરો. 'હું' અને 'મારૂ' આ કલ્પનાઓ જ સંઘર્ષોનું મૂળ છે. તે સર્વ કલ્પનાઓથી મુક્ત થાવ.



## ૧૮૧

પ્રથમ પોતાની શોધ કરો, પછીથી અનંત આશીર્વાદ આપોઆપ મળશેજ.

## ૧૮૨

**પોતાને નિશ્ચયપૂર્વક**
**વારંવાર યાદ કરાવવો કે**
**તમે મન નથી અને**
**મનની સમસ્યાઓ**
**તમારી નથી.**



## ૧૮૩

**આત્મસમરણ તે પુણ્ય,**
**આત્મવિસ્મૃતિ તે પાપ.**
**ખરું પુણ્ય એટલે જ**
**સ્વરૂપ.**

## ૧૮૪

**મન શાંત છે કે અશાંત તે કોને સમજાય છે ? જણાય છે ? 'તેને' પકડી રાખો.**



## ૧૮૫

**સર્વ અસ્તિત્વ શબ્દમય છે એટલે શબ્દરહિત થાવ.**

## ૧૮૬

**ચેતનાને જાણનાર**

**ચેતનાની જાળમાં થી**

**બહાર નથી આવતો ત્યાં**

**સુધી થતાં વ્યવહાર હું**

**જ કરું છું એમ કહેશે.**



## ૧૮૭

**આપણને આપણે**

**જેનાથી સ્પષ્ટ જાણ્યા**

**તેનું કાર્ય થયું.**

## ૧૮૮

**કલ્પનાઓ થી મુક્ત રહેવું એ જ ધ્યાન.**



## ૧૮૯

**કોઈક ડરના કારણે કાર્ય કરવું તે બંધન અને પ્રેમના કારણે કાર્ય કરવું તે સ્વતંત્રતા.**

## ૧૯૦

**ચૈતન્ય એ એક ખેલાડી છે અને અડચણો ઉપર વિજય મેળવવામાં તેને આનંદ આવે છે.**



## ૧૯૧

**ચેતના પ્રસરી એટલે તેનું નામ જગત.**

**૧૯૨**

**પરમાત્મા બધાનો ઓળખીતો છે પણ તેને કોઈ ઓળખતું નથી.**



**૧૯૩**

**જેવી રીતે મધમાખી ફૂલોનો સ્પર્શ ન કરતાં ફૂલોમાંથી રસપાન કરે છે તેવી રીતે જ પરમયોગી આત્મપ્રેમમાં રમમાણ રહેતો હોય.**

**૧૯૪**

**જેટલું દેખાય,**

**અનુભવાય તે બધુ 'તું'**

**હોવાનું જ્ઞાન.  આ**

**નિશ્ચયની તું પુજાસ્થાને**

**મૂક અને એ નિશ્ચય ની**

**નિશ્ચયથી પુજા કર.**



**૧૯૫**

**સંપૂર્ણપણે આસક્ત**

**થવાથી અથવા તો**

**વિરોધ કરવાથી દુ:ખ**

**નિર્માણ થાય છે.**

## ૧૯૬

**‘તું છે’ તે જ્ઞાન કોહિનૂર છે.**



## ૧૯૭

**વિશ્વના સર્વ દેહ મારા ગુરુના ચૈતન્યથી ચલાયમાન છે તે વિશ્વાસ હોવો જોઈએ.**

૧૯૮

**આસક્તિ ધૈર્યનો નાશ કરે છે.**



૧૯૯

**તું હોવાનું તને જે અનુભવાય છે તે જ આત્મપ્રકાશ. આ પ્રકાશમાં સદાય રહેવું એટલે જ આપણાં હોવાપણાંની ચેતનામાં સ્થિર થવું.**

## ૨૦૦

**અંતર્યામી : આપણાં જ્ઞાન સાથેની મિત્રતા, સ્નેહ સંપાદન કરો.**



## ૨૦૧

**આપણે આપણાં જ્ઞાનસ્વરૂપ ઉપર જ્ઞાનભક્તિથી અભિષેક કરવો.**

## ૨૦૨

સત્વની એટલી બધી

પળોજણ શા માટે ?

તેનો પણ પીછો છોડો.

જ્યાં છો ત્યાં જ અને

જેમ છો એમ જ રહો;

ગુણોની પળોજણ

છોડો.



## ૨૦૩

ભય એવો છે કે જોઈતી

હોય તે વસ્તુઓ મળ્યા

પછી પણ રહે જ છે.

## ૨૦૪

પોતાના પર નજર રાખો.



## ૨૦૫

તારા વગર ભગવાન નથી, ભગવાન વગર તું નથી.

## ૨૦૬

**સર્વત્ર ઈશ્વર છે એમ વિશ્વાસ રાખવાથી વાંચતી વખતે અક્ષરોમાં પણ ઈશ્વર દેખાય છે.**



## ૨૦૭

**ચેતનાને જે જાણે છે તે સંત છે.**

## ૨૦૮

**ભક્તિ એટલે પોતાને માટે પોતાનો નિશ્ચય થવો.**



## ૨૦૯

**સ્વ ની પુજા એટલે સ્વ નો સ્વ માટેનો ‘સ્વ’ નો નિશ્ચય.**

## ૨૧૦

**ધ્યાન કરવું એટલે ‘સ્વ’**

**સુગંધ લેતા રહો,**

**ચેતનામાં સ્થિર થાવ.**



## ૨૧૧

**પોતે મૃત્યુ પામીને**

**‘પોતાને’ પ્રાશન કરતાં**

**સ્વસ્થ બેસી રહેવું તે**

**સામાન્ય વાત નથી.**

## ૨૧૨

આપણાં હોવાપણાંનું

જ્ઞાન ધીમે ધીમે પકડી

રાખવું, તેની પુજા કરવી,

તો તે પ્રસન્ન થશે, પછી

બધુ જ જ્ઞાન થશે.



## ૨૧૩

ઉપાસના એટલે ‘તે મને

જોઈશેજ’ એવું વારંવાર

ટકોર્યા કરવું.

## ૨૧૪

આપણો શોધ આપણને

થયો, એમ જેને ખાત્રી

થઈ, તેને જ બ્રાહમણ તે

સંજ્ઞા પ્રાપ્ત થઈ.



## ૨૧૫

'સદગુરુ સ્વરૂપ

આપણું' એવી જેને

ખાત્રી હોય તે બીજા

લોકો પર નિષ્કારન

ઉદ્વેગ કરશે કે ?  શા માટે

કરશે ?

## ૨૧૬

**કોણ કોના પગે પડે, તો 'આપણે હોવાપણાના જ્ઞાનને જ'.**



## ૨૧૭

**વિશ્વનું અસ્તિત્વ આપણાં અંતરમાં રહેલી નાનકડી ચેતનાની અનુભૂતિમાં છે.**

## ૨૧૮

**આપણે ચેતનાનું કેન્દ્ર છીએ, એવું જ્યારે તમે જાણો છો ત્યારે વિશ્વ તમને વ્યાપક ચેતના સ્વરૂપ  દેખાય છે.**



## ૨૧૯

**તમારે જો સત્ય જ જાણી લેવું છે તો તમારે સમાધિની અવસ્થામાં થી ગુજરવું જ પડશે.**

## ૨૨૦

પોતાને સમજી લેવાનો પ્રયત્ન એટલે યોગ. તમે યોગી થાવ.



## ૨૨૧

તમારા જન્મ સમયે જે હાજર હોય અને તમારા મૃત્યુનો જે સાક્ષી હોય તેનો શોધ લ્યો.

## ૨૨૨

**જીવન અર્પણ કરવાની જેની તૈયારી હોય તેને જ સત્યના દર્શન થાય.**



## ૨૨૩

**જે અત્યંત નિર્મળ, જેમાં અન્ય કશાનું પણ મિશ્રણ નથી એવું જે નિરાવલંબી છે તે સત્ય જાણો.**

## ૨૨૪

**દેખાઈએ છીએ તેવા આપણે નથી, જોઈએ તેવા આપણે છીએ.**



## ૨૨૫

**તમે શુદ્ધ ચેતના છો.**

## ૨૨૬

**જે સર્વ છે, તેમાનું તત્વ તમે જ છો, તે બરાબર સમજી લ્યો અને તે 'સમજ' માં સ્થિર થાવ.**



## ૨૨૭

**સત્સંગ આકાર આપતો નથી પણ મુક્ત કરે છે.**

## ૨૨૮

**આત્મજ્ઞાનનું દર્શન ઘણું દુર્લભ છે.**



## ૨૨૯

**ભાવનાઓ માં અટવાયેલા હોવાથી જ બંધન નિર્માણ થાય છે.**

**૨૩૦**

**સમાજ હેતુઓ પર જ રચાયેલો (આધારિત) હોય.  તેના પાયામાં શુધ્ધ બુધ્ધિ રેડો, પછી તમને ખાસ સામાજિક કાર્યકર્તાઓ ની જરૂર નહીં પડે.**



**૨૩૧**

**અનુભવાતી (ભાસતી) ચેતનામાં જ આ સંપૂર્ણ જગત રમમાણ છે.**

## ૨૩૨

**પૂર્ણતા જો તમને**

**જોઈતી હશે, તો તમારી**

**યાદનું (તમારા**

**હોવાપણાં ની યાદ)**

**જ્ઞાન તમને થવું જોઈશે.**



## ૨૩૩

**અગાઉ ‘આપણે’ હોવા**

**જોઈએ, પછી જ શબ્દ**

**અને શબ્દોના અર્થ.**

## ૨૩૪

સર્વાંગી/સર્વત્ર 'હું જ છું',

એવી જાગૃતિમાં સતત

રહેશો કે ?



## ૨૩૫

ઈશ્વરની જાતિના થઈ ને

રહો, પછી ઈશ્વર

જલ્દીથી પાસે આવશે.

## ૨૩૬

**શોધ કરતાં જ જેનું**

**શમન થાય તે માયા નો**

**સ્વભાવ છે.**



## ૨૩૭

**અન્યો સાથેની મિત્રતા**

**સહેલી પણ નિજાત્મા**

**સાથે મહા કઠણ.**

## ૨૩૮

**પોતાને જાણવાનું શીખો.**



## ૨૩૯

**જે સમજાય છે તે તમે નથી. જેને સમજાય છે તે તમે છો.**

## ૨૪૦

**ગરમ પાણીમાં જેમ**

**વરાળ હોય છે, તેજ રીતે**

**કાયામાં આત્મા રહેલ છે.**



## ૨૪૧

**એક પરબ્રહ્મ તે 'હું છું'**

**એવો નિશ્ચય થયો કે**

**સર્વ પ્રકારના સુખો તેને**

**આપોઆપ મળે છે.**

## ૨૪૨

**દેહમાં રહેનાર જ્ઞાન - ચેતના, તે સિવાય બીજું કોઈ બ્રહ્મ નથી, તે નિશ્ચય વધારો.**



## ૨૪૩

**પોતાનામાં પૂર્ણપણે વિલય થાવ.**

## ૨૪૪

**અહંકાર એટલે પોતાને દેહરૂપ માનીને વર્તવું.**



## ૨૪૫

**ભક્તિ એટલે સ્નેહ અથવા મૈત્રી અથવા એકત્વ.**

## ૨૪૬

ઈશ્વરનું નામ લેતી
વખતે તે તારું છે તેમ
સમજીને લે.



## ૨૪૭

સ્વસ્થ, શાંત રહો, પછી
સુજ્ઞતા અને શક્તિ
આપોઆપ પ્રાપ્ત થશે.

## ૨૪૮

આત્મપ્રતાડના એ ભયંકર વાત છે. સ્પષ્ટતા અને વૈચારિક સત્યતા એ જ તેના પર નો ઉપાય છે.



## ૨૪૯

મને ચેતના શા માટે અનુભવાય છે ? તે પ્રશ્ન તરફ પોતાનું સમગ્ર ધ્યાન કેન્દ્રિત કરો.

## ૨૫૦

**'હું છું' એ કેન્દ્ર પર પોતાનું તમામ ધ્યાન કેળવો.**



## ૨૫૧

**દ્વૈતભાવ અને સ્વાર્થ તેના કારણે જ જગતમાં ખરા દૂ:ખો દેખાય છે.**

## ૨૫૨

**જે કઇ સર્વ તમને પરાધીન બનાવે છે, તેના થી સાવધ રહો.**



## ૨૫૩

**ધ્યાનમાર્ગથી પ્રસન્નતા પ્રાપ્ત થાય તે જ ગુરુકૃપા છે.**

## ૨૫૪

**ચેતનાની પર જવું એ જ સ્વરૂપસ્થિતિ.**



## ૨૫૫

**ઉપરછલ્લા અને વારંવાર બદલાઈ જનારા વ્યક્તિઓ કરતાં નિર્વિકાર અને સદાય હાજર હોય તેવા સાક્ષીને અધિક મહત્વ આપવું તે જ સાધના.**

## ૨૫૬

**સર્વ કર્માચરણ દેહ જ આપણું રૂપ છે તેમ માનનારાઓ માટે છે.**



## ૨૫૭

**સ્મરણ રાખીને સ્મરણ ની પુજા કરો.**

## ૨૫૮

**પોતાને સ્વતંત્ર જાણો, પછી તમે ભય અને તેના પડછાયા માં થી મુક્ત છો.**



## ૨૫૯

**શાંતિ અને નિશ્ચલતા માં જ તમારી પ્રગતિ થાય છે.**

## ૨૬૦

**જનોઈ એટલે ચેતના.**

**ચેતના એટલે જ્ઞાન.**



## ૨૬૧

**હોવાપણાંની અંધ**

**ચેતના પકડી રાખો.**

## ૨૬૨

**પોતાના હોવાપણાં નો નિશ્ચય અભંગ છે.**



## ૨૬૩

**‘હું છું’ આ એક જ વાતની તમને ખાત્રી હોય શકે; તેમાં જ સ્થિર થાવ અને બાકી બીજું બધુ  છોડો.  એ જ યોગમાર્ગ.**

## ૨૬૪

**ધ્યાનયોગ તમારે**

**સાધવાનો છે.**



## ૨૬૫

**યથાર્થ જ્ઞાનથી જ કૃતાર્થ**

**થઈ શકાશે.**

## ૨૬૬

**સાંભળવાની કળા જે ને**

**આત્મસાત તે ઝટપટ**

**મુક્ત થશે.**



## ૨૬૭

**ઈશ્વર ને શરણે જવું**

**એટલે ઈશ્વર જેવુ થવું.**

## ૨૬૮

**વિચારોથી વિચારોને શાંત કરવા એટલે જ સંભાષણ.**



## ૨૬૯

**જ્ઞાનથી જ્ઞાન ને ઘટ્ટ પકડી રાખવું એ જ ધ્યાન.**

**૨૭૦**

**આપણે એટલે શું તે**
**જોતાં બેસવું.**



**૨૭૧**

**આપણી ચેતના એ જ**
**તો ઈશ્વર છે.**

## ૨૭૨

**જેનો સ્વસ્રૂપ નિશ્ચય પાકો થયો છે, તે સન્યાસી.**



## ૨૭૩

**આપણે બ્રહમસ્રૂપ છીએ તે ફક્ત ઓળખીએ એટલે કૃપા.**

## ૨૭૪

**સવારે જાગતાં પહેલા**

**તમે છો.  જાગ્યા પછી**

**તમે પાછળ રહો છો.**

**જાગ્યા પછી આખું**

**જીવન તમે બડબડાટ**

**કરો તેમાં તમે ક્યાં છો ?**



## ૨૭૫

**નિ:શબ્દ થઈને ચેતના**

**પર ધ્યાન આપો.**

## ૨૭૬

**જેમણે સ્વસ્રૂપબોધ થાય તેમણે કોઈની ઊણપ કે ખોટ દેખાય નહીં.**



## ૨૭૭

**ચેતનાનું જ્ઞાન થયું કે, જે જે માનેલું હોય તે તે અજ્ઞાન ઠરશે.**

## ૨૭૮

**ચૈતન્ય વિકસે એટલે કે તે રામ અને તે સ્થિર થાય, તેવો નિશ્ચય થયો તે આરામ.**



## ૨૭૯

**સર્વ મનોરથ પૂર્ણ કરવા માટે ચેતના સાથે એકાંત સાધો. તેમાં એકરૂપ થાવ.**

## ૨૮૦

**પોતાના વિષેની કોઈ પણ વ્યાખ્યા સાચી નથી.**



## ૨૮૧

**શુદ્ધ ચેતના એટલે તમારું સ્વરૂપ.**

## ૨૮૨

**તમે ઈશ્વર જેવા થાવ પછી તમારી બધી જ ઈચ્છાઓ પૂર્ણ થશે.**



## ૨૮૩

**મન પર વિશ્વાસ ન રાખતા તેને અતિક્રમી જાવ અથવા તો તેની પાર જાવ.**

**૨૮૪**

**નિશ્ચયને પકડીને જેમ**

**જેમ તમે નિશ્ચયી  થશો**

**તેમ તેમ અંધારું**

**ઓગળતું જશે.**



**૨૮૫**

**સ્વરૂપનો નિશ્ચય એ જ**

**જ્ઞાતાની બેઠક.**

## ૨૮૬

**લક્ષ્મી એટલે ‘લક્ષ - મી (હું)’ (ધ્યેય હું છું) નો બોધ.**



## ૨૮૭

**જીવ, જગત, બ્રહ્મ એટલે ‘આપણાં હોવાપણાં નું જ્ઞાન’ એવો સાક્ષાત્કાર કોઈક વિરલા ને જ થાય.**

## ૨૮૮

**જાણનારને જાણો એટલે પછી બધુ (સર્વ કાઇ) જાણી શકશો.**



## ૨૮૯

**સાંસારિક ના મનમાં સોય દોરા જેવી નાની વસ્તુઓના સ્મરણો પણ હોય.**

## ૨૯૦

**ઉત્તમ ભક્તની તમામ વાસનાઓ ચૈતન્યમાં સ્થિત હોય.**



## ૨૯૧

**‘મન’ અને ‘દેહ’ તેનો જાણનાર ‘તું’ તેની ઓળખ થવી જોઈએ.**

## ૨૯૨

**બુધ્દ્ધિ એ જેનો પ્રકાશ છે**

**‘તે’ આત્મા ને ઓળખો.**



## ૨૯૩

**‘હું છું’ તે ચેતના પર**

**ધ્યાન કેન્દ્રિત કરો.**

**સદવસ્તુ તેની પાછળ જ**

**છે.**

## ૨૯૪

**નિર્ગુણ એટલે ‘છે’ અથવા ‘નથી’ તે સમજાતું નથી.**



## ૨૯૫

**મરવાનું તો છે જ પછી ઈશ્વર થઈ ને કેમ ન મરીએ ?**

## ૨૯૬

ટેવ, પુનરાવૃત્તિની ઇચ્છાને કારણે જ યોગી અને ભોગી બને નિષ્ફળ થતાં હોય છે.



## ૨૯૭

ચેતના છે તો ઘણું બધુ છે, ચેતના નથી તો કાઇ જ નથી.

## ૨૯૮

**જેની તૃપ્તિ નો ભંગ થતો**

**નથી તે જ અમૃત.**



## ૨૯૯

**ભગવાન મળવા અત્યંત**

**સહેલા છે, પણ ભક્ત**

**મળવો મહામુશ્કેલ.**

**૩૦૦**

**ચેતના તરફ લક્ષ્ય એટલે ઈશ્વર તરફ લક્ષ્ય.**



**૩૦૧**

**જાગૃતતાથી ચેતનવંત થઈ ને ચેતનાને પકડી રાખો.**

## ૩૦૨

**અખિલ બ્રહ્મ હું જ છું તેમ સમજીને આચરણ કરવું તેનું નામ બ્રહ્મચર્ય.**



## ૩૦૩

**સદ્ગુરુ એટલે પોતાની સ્વસ્ૂપ સ્થિતિ.**

## ૩૦૪

**ધ્યાન કરવું એટલે**

**આપણે જ આપણને**

**ધ્યાનમાં ધરવું.**



## ૩૦૫

**ઇચ્છાનો માનસિક**

**આકાશમાંના વાદળો**

**જેવી હોય.**

## ૩૦૬

**પૂર્ણ અસ્તિત્વનું મૂળ**

**‘હોવાપણાં’ માં હોય.**



## ૩૦૭

**જ્ઞાનના પ્રકાશ વલય ને**

**જ જગત કહેવાય.**

**૩૦૮**

**મન નિર્દોષ અને હૃદય**
**નિર્મળ બનાવવાનો**
**પ્રયત્ન કરો.**



**૩૦૯**

**કામના અને ભય**
**ઓગળતા જ મુક્તિ છે.**

## ૩૧૦

**જ્ઞાન સિવાય મુક્તિ નથી.**



## ૩૧૧

**સંપૂર્ણ જગત એ તમારી ચેતનાના તારાઓનું સૌંદર્ય છે.**

## ૩૧૨

**જ્ઞાન એટલે 'હું છું' તે**

**આપણને થતી**

**સ્વાનુભૂતિ.**



## ૩૧૩

**'તમે છો' તે જ્ઞાન ન હોય**

**ત્યાં ભગવાનને**

**ભગવતતા નથી અને**

**જગતને જગતપણું નથી.**

## ૩૧૪

**આત્મનિશ્ચયનો પાલન કરનાર વિરલો જ હોય.**



## ૩૧૫

**ગુરુવચન (ગુરુએ કહ્યું તે) સત્ય છે તેવો નિશ્ચય જોઈએ.**

## ૩૧૬

**તલ્લીન થવું એટલે તેના જેવુ જ થઈ જવું.**



## ૩૧૭

**ક્યાક તો યે આત્મનિશ્ચયથી સ્થિર થવું.**

## ૩૧૮

**બુધ્ધ થવું એટલે સંપૂર્ણ શાંત થવું.**



## ૩૧૯

**નિશ્ચય એ જ પરબ્રહ્મ છે.**

**૩૨૦**

**સમાધિ એટલે આપણે છીએ તેનું વિસ્મરણ.**



**૩૨૧**

**ચેતના જાગૃત થયા સિવાય ચેતનાની પેલે પાર જે છે તે ઓળખાશે નહીં.**

## ૩૨૨

**સર્વ કાઇ 'આપણે જ' છીએ એવું થવું જોઈએ.**



## ૩૨૩

**જગતના દૂ:ખો તમે તમારી ઈચ્છાઓ અને ભય માંથી નિર્માણ કર્યા છે.**

## ૩૨૪

**તમારો અંતરાત્મા એ જ સર્વશ્રેષ્ઠ ગુરુ છે.  તે જ તમને તમારા ધ્યેય સુધી પહોચાડશે.**



## ૩૨૫

**ખંત કેળવવા માટે અભ્યાસ જરૂરી છે.**

**૩૨૬**

**'હું જ્ઞાન છું અને તે જ્ઞાનને પણ જાણું છું (ઓળખું છું)' એવી ધારણા ધરીને બેસો.**



**૩૨૭**

**તમને તમે ઓળખો/જાણો છો તે જ આ જગતનું બ્રહ્મસૂત્ર છે.**

## ૩૨૮

**ભક્તનું સ્વરૂપ તે જ સંત.**



## ૩૨૯

**આપણને (પોતાને) શુધ્ધ હોવાપણાંની યાદ પોતે પ્રયત્નપૂર્વક કરાવી દેવી તે જ સાધના.**

## ૩૩૦

દેહમાં થી

આત્માનુભવનો શોધ

કરતાં રહેવું, પછી બધુ

જ સરળ થઈ જશે.



## ૩૩૧

તમે અવ્યક્તનો શોધ

મન ની સહાય થી

લેવાનું શરૂ કરો, કે

તત્ક્ષણ તમે મન ના

કક્ષાની બહાર જવા

માંડશો.

## ૩૩૨

**આવેલ વિચાર આપણો નથી, તેને જાણનાર આપણે છીએ.**



## ૩૩૩

**જે નિદ્રાને ઓળખે, જાગૃતિને ઓળખે, તેની જ્યારે તમને ઓળખાણ થાય ત્યારે તમે તેની પાર જઈ શકો.**

## ૩૩૪

**જાગૃતિ એટલે 'હું છું' તે જ્ઞાન.**



## ૩૩૫

**આપણે ચૈતન્ય છીએ તેવો નિશ્ચય કરો.**

## ૩૩૬

**તમે જે કઈ કરો, તે તમે કરતાં નથી તેમ માનો.**



## ૩૩૭

**તમારા માત્ર હોવાપણાંના ચૈતન્યસ્રૂપમાં રહો. તે ચૈતન્યરુપના ઉગમ સુધી જાવ. બસ આટલું પૂરતું છું.**

## ૩૩૮

**પ્રેમ અને પ્રેમી, બે અલગ નથી.**



## ૩૩૯

**જ્ઞાનાગ્નિ એટલે સંતોષનો પ્રકાશ.**

## ૩૪૦

**આનંદ તે ચેતનાદર્શન છે.**



## ૩૪૧

**જાગૃતિ વિષયક વાતો પર ધ્યાન કેન્દ્રિત કરવા કરતાં જાગૃતિ પર જ ધ્યાન કેન્દ્રિત કરો.**

## ૩૪૨

**મુક્તિ એ નૈસર્ગિક પ્રક્રિયા છે, પણ તે હમણાં જ પ્રાપ્ત કરવી તે તમારા હાથમાં છે.**



## ૩૪૩

**પાપનું જન્મદાતા (મા ) એટલે અજ્ઞાન.**

## ૩૪૪

માયા એટલે કલ્પના.



## ૩૪૫

તમને જો તમે મેળવવવા માંગતા હશો તો તે તમને ક્રિયાકાંડોથી પ્રાપ્ત થશે નહીં.

## ૩૪૬

**કોઈપણ નાત-સંબંધ**

**તમારા દેહમનની**

**કક્ષામાં છે.**



## ૩૪૭

**તમારો ઈશ્વર પર જેટલો**

**શુધ્ધ ભાવ તેટલી તે**

**તમારી સેવા કરશે.**

## ૩૪૮

**તમે સર્વ કર્મકાંડ થી વિમુક્ત થઈ પોતાના અંતરમન માં ઊંડી ડૂબકી લગાવી પોતાના અંતિમ  સત્ય સ્વરૂપની સીધી જ શોધ કરી શકો. બધા જ યોગોમાં આ અંત્યંત સરળ અને ત્વરિત યોગ છે.**



## ૩૪૯

**આપણે સ્વચ્છ થવાથી ઈશ્વરને સહજતાથી પ્રાપ્ત કરી શકીએ.**

## ૩૫૦

**જ્ઞાનને જ્ઞાન થી જ ઘેરો ઘાલો.**



## ૩૫૧

**જેને પોતે વિચાર કર્યો નથી તેને જગત ની/ /પાસેથી સાંભળેલી વાતો સાચી માનીને ચાલવું પડે છે.**

## ૩૫૨

મન જ્યાં છે ત્યાં સુખ ઓછું અને દુ:ખ વધારે છે.



## ૩૫૩

'હું છું' તે તો પ્રત્યેકને ખાતરી છે ને ?  અથવા આપણાં હોવાપણાંની ચેતનાના તળિયે જાવ, તેનો વિસ્તાર કરો તે જ એક રાજમાર્ગ છે.  આ માર્ગે જવા માટે બધા જ અધિકારી છે અથવા તો અહી કોઈ છેતરપિંડી નથી.

૩૫૪

નિર્બળ ઈચ્છાઓ
આત્મનિરીક્ષણ અને
ધ્યાન થી દૂર થાય છે.



૩૫૫

ઈશ્વર કોણ અને કેવો
છે ?  આ પ્રશ્ન પૂછનાર
'જ્ઞાન જ' ઈશ્વર છે.

૩૫૬

'તારા હોવાપણાંનું જ્ઞાન સર્વ ઈશ્વરરૂપ છે' આ નિશ્ચય જેનો દ્રઢ થયો તે વ્યાપક થાય.



૩૫૭

આકાર એટલે જ હું એવી માન્યતાઓ ને કારણે જ વિકાર જન્મે છે.

## ૩૫૮

**માત્ર હોવાપણું એટલે**

**કશું પણ ન થઈ ને રહેવું.**



## ૩૫૯

**બ્રહ્મજ્ઞાનનો સરળ અર્થ**

**‘આપણને આપણે**

**ઓળખવું’.**

## ૩૬૦

**ચેતનાનું જ્ઞાન થયા પછી**

**દવા કરવા માટે પણ**

**ચિંતા મળશે નહીં.**



## ૩૬૧

**ઉદાસીન એટલે**

**કોઈપણ આશાની યાદ**

**ના આવવી.  માત્ર મોઢું**

**ઉતારીને બેસે તે ઉદાસ**

**છે.**

## ૩૬૨

'એક પરબ્રહ્મ તે હું' એવો

નિશ્ચય દ્રઢ થાય પછી

બધા પ્રકારના સુખો તેને

આપોઆપ આવીને મળે

છે.



## ૩૬૩

'પરિપૂર્ણ સત્ય, પ્રેમ,

નિસ્વાર્થીપણું એ

સ્વસ્રૂપ જ્ઞાન માટે

આવશ્યક ઘટકો છે.

તીવ્ર બેચેની થી જ તેની

પ્રાપ્તિ થાય.

## ૩૬૪

**‘ચિત્ત’ એટલે ‘ચેતના’.**

**એ ચેતના આપણને**

**અનુભવાય તે જ**

**ચિદાનંદ.**



## ૩૬૫

**‘મન’ - કલ્પનાઓ થકી**

**પીડા ન થાય એટલે જ**

**મોક્ષ.**

## ૩૯૬

**હું પોતાને દરેકમાં જોઉ**

**અને દરેકને પોતાનામાં**

**નિશ્ચિતપણે જોઉ એ જ**

**'પ્રેમ'.**



## ગુજરાતીમાં ઉપલબ્ધ અનુવાદો

**૧. હું છું**

**(શ્રી નિસર્ગદત્ત મહારાજ નો મૂળ મંત્ર)**

**મૂળ લેખક : શ્રી પ્રદીપ આપ્ટે**

**ગુજરાતી અનુવાદક : શ્યામ કોરડે**

**૨. અનુસંધાન**

**ધ્યાનયોગનું રૂપાંતરણ જ્ઞાનયોગમાં કરવા માટે માર્ગદર્શક ઠરનાર અને 'સ્વ'ની શુદ્ધ ચેતના દ્વારા યોગ પૂર્ણ કેવી રીતે થાય, તે દર્શાવનાર, શ્રી નિસર્ગદત્ત મહારાજના આત્મનિશ્ચયી ચૂંટેલા બોધવચનો**

**મૂળ મરાઠી પુસ્તકનાં**

**સંકલક અને સંપાદક**

**સચિન ક્ષીરસાગર**

**ગુજરાતી અનુવાદક**

**શ્યામ કોરડે**

## ૧. નિશ્ચય

**શ્રી નિસર્ગદત્ત મહારાજ ના જ્ઞાન ઉદગાર**

**મૂળ મરાઠી પુસ્તકનાં**
**સંકલક-સંપાદક**
**સચિન ક્ષીરસાગર**

**ગુજરાતી અનુવાદક**
**ઉદય કુલકર્ણી**

## ૨. સચ્ચિદાનંદ

ધ્યાનયોગનું રૂપાંતરણ જ્ઞાનયોગ માં કરવા માટે માર્ગદર્શક ઠરનારી અને 'સ્વ'ની શુધ્ધચેતના દ્વારા યોગ પૂર્ણ કેવી રીતે થાય છે તે કહેનાર, શ્રી નિસર્ગદત્ત મહારાજના આત્મનિશ્ચયી ચૂંટેલા બોધવચનો.

**મૂળ મરાઠી પુસ્તકનાં**
**સંકલક-સંપાદક**
**સચિન ક્ષીરસાગર**

**ગુજરાતી અનુવાદક - શ્યામ કોરડે**





## ૩. આત્મવિશ્વાસ અને બ્રહ્મજ્ઞાન

**પ. પૂ. નિસર્ગદત્ત મહારાજના નિરૂપણો**

**મૂળ લેખક : ભરત શિંપી**

**અનુવાદક : ઉદય કુલકર્ણી**

## આગામી ગુજરાતી અનુવાદ

- **આપણે**

# પ્રકાશનો

**શ્રી નિસર્ગદત્ત મહારાજ ના નિમ્નલિખિત પુસ્તકો મરાઠી ભાષામાં ઉપલબ્ધ છે.**

| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| सुखसंवाद | ६०० |
| आत्मप्रेम | ६०० |
| निसर्गदत्तगीता | ३०० |
| पाठलाग | ३०० |
| आपण | १०० |
| बोधवाणी | १५० |
| सतचीदानंद | ७५ |
| अनुसंधान | ७५ |
| निश्चय | ७५ |
| गुरुबोध | १० |
| आत्मविश्वास ब्रह्मज्ञान | 0 |
| अमृतवर्षा | ४०० |



# પ્રકાશનો

**શ્રી નિસર્ગદત્ત મહારાજ ના નિમ્નલિખિત પુસ્તકો મરાઠી ભાષામાં**

| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| मंतरलेला सत्संग | ४०० |
| दुर्मिळ निरुपणे | २५० |
| साधकांसाठी निसर्गदत्त महाराज | १५० |
| निसर्गदत्त वचनामृत | १५० |
| पहचान )हिन्दी) | १०० |
| विवेक की निरूपण | १५० |
| आत्मज्ञान आणि परमात्मयोग | १५० |
| मी आहे महामंत्र | १०० |
| **अध्यात्मज्ञानाचा योगेश्वर - श्री सिद्धरामेश्वर महाराज** | **७००** |
| **अमृतलय - श्री सिद्धरामेश्वर महाराज** | **४००** |
| पूर्ण - श्री भाईनाथ महाराज यांचे चरित्र आणि शिकवण | ३०० |
| माझ्या सद्गुरूंची अमृतवाणी - श्री रणजीत महाराज यांचे संवाद | ४०० |

**List of Books available in English Language :**

1. **Self Love**

2. **Nothing Is Everything**

3. **Shower of Grace**

4. **The Earliest Discourses**

5. **Master of Self Realization**

આપ ઉપરોક્ત પુસ્તકો શ્રી સચિન ક્ષીરસાગર પાસે થી મેળવી શકો છો. આપણે જોઈતા ગ્રંથોની યાદી તેમને મોકલી આપવાથી ઘર બેઠા કૂરિયરથી મોકલી આપવામાં આવશે.

**શ્રી સચિન ક્ષીરસાગર**

**9890711180, 9028837976**



આપ નીચેની લિન્ક પર જઈ ગુજરાતી તેમજ અન્ય ભાષાના પુસ્તકો વિનામુલ્યે ડાઉનલોડ કરી શકશો.

**Visit for publications details:**

https://sri-nisargadatta-maharaj.blogspot.com/2015/05/marathi-books-nisargadatta-maharaj.html

**નોંધ :- હાલમાં ગુજરાતીમાં શ્રી નિસર્ગદત્ત મહારાજના કોઈ પુસ્તકો પ્રિન્ટ એડિશન માં ઉપલબ્ધ નથી. તેથી સાધકો તેને વિનામુલ્યે ઉપરોક્ત લિંકમાં થી ડાઉનલોડ કરી શકશે.**